# ગુજરાતી ત્રીજી ચોપડીના અર્થ.

કવિતાની સમજુતી. ભૂગોળની વ્યાખ્યા અને
સુરત જીલ્લાની ભૂગોળના સાર સહીત.

બનાવી પ્રસિદ્ધ કરનાર

લલ્લુભાઈ જમનાદાસ બુકસેલર.

(આવૃત્તિ બીજી.)

સુરત "અંબિકા" પ્રેસ.

સને ૧૮૮૪. સંવત ૧૯૪૦.

કિમ્મત ૩ આના.

# ગુજરાતી ત્રીજી ચોપડીના અર્થ.



**પાઠ ૧ લો.**

આળસુ=સુસ્ત; એદી.
ડાધીઓ= ડાઘ વાળો; (કુતરાનું નામ.)
પાલવવું=ઓજવું, પરવડવું.
મુરખો=બેવકુફ, અણઘડ.
રમતીઆળ-જેનો રમતમાં જીવ ઘણો તે; નાદાન.
પરવડવું=ઓજવું; પાલવવું.
ઓરો=આમ,. આણી તરફ; અહીંઆ.
ચોકી=પેહેરો, ચોકસી.
મૂકયો=મેલ્યો; બેસાડયો
દર=મોટું બાકુ, કાણું
ચકલી=મોટી ચલ્લી.
પંખી=પાંખવાળા પશુ પક્ષી.
ચારો=ઘાસ, તંખલા વગેરે.
ધણી=શેઠ; માલીક.

**પાઠ ૨ જો.**

ઝંખવાણો=ઝાંખો; વીલો.
મચ્યાં=મંડયાં; વળગ્યાં
જીવતર=જીવવું, જીંદગાની.
લાગલું=તરત. પાધરૂ.
તાકીદ=ઝડપ, ઉતાવળ
નવરાસ=ફુરસદ.
મન=દીલ, ચિત્ત; હૈડું.
વિચાર=મનસુબો, તોલ ખ્યાલ.
નકામા=કામ વગરના; નવરા.
જનાવર=ચોપગાં પશુ. જાનવર, હેવાન.
સરખાં=જેવાં. બરાબર
કામ=ધંધો; રોજગાર
લગાર=જરાએ. થોડી
જગત=દુનીઆ; પૃથ્વી
ઢોઢ=મુરખો; અણઘડ
વલે=હાલ. હવાલ.
પસ્તાવો=ખેદ; અફસોસ દલગીરી.
ઠીક=બરાબર; જેમ જેઈએ તેમ; સારૂં.
રાજી=ખુશી મગન.
ફેરવીને=બદલીને.

**પાઠ ૩ જો.**

સદાચરણ=સારી ચાલ. સારા આચરણ. સારી રીત.
પહેલ=પહેલાં.
સહેલ=સહેલી રીતે.
તાણ=તાણી.
કોચવું=ગુસ્સે થવું, રીસે

ભરાવું.
જન=માણસ, સખસ.
જનમ=જીંદગાની:
મીઠી=સારી. મધુર.
ડાહ્યો=શાણો, સમજુ. સમજણવાળો.

## (કવિતાની સમજુતી.) (૧)

જે માણસ જગતમાં જનમીને પેહેલ વેહેલાં સારી રીતથી ચાલવું એવું જે સમજે, તે સેહેલથી સુખ પામે. (૧)જે માણસ ખુશીની વાતો કર્યા કરે. ને મોઢેથી મીઠા શબ્દ બોલે, તેમ બીજા ઉપર ગુસ્સો કરે નહીં. તેને ડાહ્યા જાણીતો સમજવો.(૨).

———0———

### પાઠ ૪ થો.

વગડાઉ=રાની, જંગલ માની.
ડાંસ=મચ્છર, મગતરાં.
ટુંકા=નાના.
ખાર=વેરેતી કારણ.
જબરૂ=જોરાવર.
જોરાવર=મજબૂત.
પછવાડે=પાછલી તરફ
મેલા=મરડાયલા.
કોર=બાજુએ.
કઠણ=મજબૂત.
બાળ=નીમાળા.
ઓછા=થોડા, ઝીણા
હોઠે ચાલેછે
ડીલ=શરીર; અંગ.
તળાવ=નાનું સરોવર.
નર=ભાયડો, મરદ.
હળ=જમીન ખેડવાનું લોઢાનું અણીદાર. હથિઆર.
પોચી=નરમ.
પૂરી પડે=બર આવે; ફાવે; સારૂં થાય
### પાઠ ૫ મો.
ગાળા ગાળી= ગાળો બાજી.
સ્વભાવ= ખાશીઅત. મીજાજ, પ્રકૃતિ.
દંડ=ગુન્હાને બદલે રૂ-
પીયા લેવાની શિક્ષા.
રાજકુંવર=રાજાનો છોકરો. રાજપુત્ર.
સજા=શિક્ષા.
શિક્ષા=સજા દંડ.
વડાઈ=મોટાઈ.
અણસમજુ= સમજ વગરનો; નાદાન.
યાદ રાખવું=કાયમ રાખવું; ભુલીનજવું.
સાર=સારૂં; મતલબ.
નઠારો=ખરાબ, ભુંડો.
ગરીબ=પૈસા વગરનો; નિરધન, રંક.
ફરીઆદ=અરજ, રાવ.

કચેરી=દરબાર, રાજ સભા.
ફલાણો=હરેક, મુકરર કરેલો.
બંધીખાને=કેદખાને
घटेतेवी=જોઇએ તેવી લાયક.
માફ=જવા દેવું તે. ક્ષમા.
વચન=સુકન, વેણ.
કુંવર=છોકરો.
વેળા=વખત. સમે.
જવા દઉં=માફ કરું. મુકી દઉં.

પાઠ ૬ ઠો.

ભાકતા=કહેતા, બોલતા.
જશ=માન; કીર્તિ.
બાળકી=છોકરી.
તોલ=વક્કર, ભાર આબરૂ.
ભુંડા=ખરાબ, દુષ્ટ.
ભુંડુ=નઠારૂં, ખરાબ શબ્દ.
ખોટી=નઠારી. નકામી.
જગ=જગત; દુનિઆ.
મૂરખ=બેવકુફ, ઠોઠ.
જાણવો=સમજવો.
દુખીઓ=હેરાન, દુખી.
બાળક=છોકરો.
બોલ=શબ્દ.
નક્કી=ખચીત નીશ્ચય
નાર=બાયડી; બઇરી.

## કવિતાની સમજુતી. ૨.

ભુંડા લોકો મોંમાંથી નઠારા શબ્દ બોલીને, લોકોની નઠારી ગાળો ખાય, એવા મોટા બેવકુફોની જગતમાં આબરૂ ઓછી થાયછે. (૧) જે માણસ નઠારા શબ્દ બોલે, ને શામા માણસને ગાળ દે ને પોતે ખાય. તેને અણઘડ સમજી લેવો. તે આગળ જતાં બહુ હેરાન થાય. (૨) માટે જે છોકરી કે છોકરો જેવો બોલ બોલશે, તેવોજ લોકોમાં તેનો ભાર વક્કર વધશે. (૩)

———0———

## પાઠ ૭ મો.

દેશ=મુલક.
ચાલ=ધારો. રીત.
રીતભાત=રીત; રસમ.
સુરવાળ=સાંકડી ઈજાર
ચોરણો=ટુંકો લેંઘો
પહેરવેશ=પોશાક. પહેરેલાં લુગડાં.
ઘુમટો=માથાપર ઓઢેલો છેડો, મોંપર અગાડી કાઢવો તે; (લાજ).
મારવાડી=મારવાડના રેહેવાસી.
દક્ષિણી=દક્ષિણ દેશના

રહેરાસી.
સાહેબલોક=અંગ્રેજલોક; ટોપીવાળા.
ધોતીઆ=પોતીઆં.
બાહરાં=બાગડીઓ.
ઘાઘરા=ઘેરવાળો ઝૂલતો ચણીઓ.
બોલી=ભાષા.
ફેર=તફાવત, ફરક.
ભાકર=રોટલી.
રોટી=રોટલી.
હબસી=સીદી.
ગોરી=સફેદ; ઉજળી.

પાઠ ૮ મો.

સંઘરો=એકઠું; સંડોળ રીલક.
કણ=રજકણ; કણી.
સંગ્રહ=એકઠું.
રૈયત=પ્રજા.
સંઘાત=સોબતી; સાથે.
દુકાળ=મોંઘવારી; (અનાજ પાણી નહીં મળે એવો વખત).
કોઠાર=દાણા ભરી મુકવાનો કોઠલો કે લાકડાનો ખજાનો.
હેરાન=દુઃખી.
સકાળ=સોંઘવારી.
પ્રધાન=વજીર, મંત્રી.
પાપડો=પડ.
ખાણ=અનાજ ભરી મુકવાને ભોંયતળી આ નીચે કુવા જેવા કરેલા ખાડા.
અચરજ=નવાઈ.
ગંજીઓ=ઘાસના ગોટા ઢગલા.
ચંદી=દાણો; ચણા.
વિના=વગર. શિવાય.
દુબળાં=નબળાં; મુડદાલ
જોર=શક્તિ, બળ, કસ.
કારણ=સબબ, ભેદ.
દેખાડ્યું=બતાવ્યું.
ડાહાપણ=ચતુરાઈ.
વસે=રહે.
સંપે=સંપથી; હળીમળી
સદા=રોજ; નિત્ય.
સર્વે=સઘળા; બધા.

## કવિતાની સમજુતી. ૩.

કીડી જરા કાંઈ રજકણ પડી હોય તે પણ એકઠી કરે એવી એ જનાવરની જાત જુઓ, કે બધી સાથે સંઘાતથી કેવી સદા હળી મળીને રહેછે.

---

પાઠ ૯ મો.

વડવાઈ=વડના લાંબા લટકતા ફાંટા.
કાચીંડો=શાળો.
અસલ=અગાઉનું; જુનું; પેહેલું.

બાકડીઓ=બકરીઓ; સ્ત્રીઓ.
ભાયડા=મરદો, માટીડા.
ગાંડી=ઘેલી. નાદાન, અણુસમજુ.

પાઠ ૧૨ મો.

અવાજ=સાદ, સોર.
પાંજરૂં=પીંજરૂં, પક્ષીને રેહેવા મારૂં બનાવેલું સળીઆ જડેલું જાળી જેવું ગોળ.
પાળવું=પોષવું, રક્ષણ કરવું.
અર્થ=માએનો; મતલબ.
દીઠો=જોયો.
માળો=પક્ષીને રેહેવાનું ઠેકાણું.
ફળ=જાંબુ કેરી, દાડમ જમરૂખ વીગરે લીલો મેવો.
જુદાં=વેગળાં, છુટાં.
અનાજ=ધાન્ય, દાણો.
મરજી=ઈચ્છા, ખુશી.
સમજે=જાણે.

પાઠ ૧૩ મો.

અતોલ=ઘણોજ, જેનો તોલ નહીં તે.
પ્રીતી=હેત, પ્રીતી માયા.
કાંઠલો=ગળાચવો કાપો.
સુણતાં=સાંભળતાં.
નમણું=નમેલું.
ધાક=બીક, ડર.
મનુષ્ય=માણસ.
અંગ=શરીર, દિલ.
અથાગ=ઘણોજ, જેનો થાગ નહીં.
મીઠા=સારા, મધુરા.
ઉપજે=થાય, પેદાથાય.
હરખ=ખુશી, સંતોષ.
કોટે=ડોકે, ગળે.
ધારે=માને.
હેત=પ્યાર, ચાહના.
કોય=કોઇ; ગમેતે એક.
કાગ=કાગડો.

## કવિતાની સમજુતી. ૪

પોપટ પાંજરામાં બેઠો બેઠો મધુર શબ્દ બોલેછે; તે જે સાંભળેછે તે સઘળાના મનમાં ઘણીજ ખુશી પેદા થાયછે. (૧) એની ડોકે કાળો કાંઠલો છે. ને નમેલું રાતું નાક છે; તેમ શરીરે બધો લીલા રંગનો છે. ને ધણીની ધાક માને છે. (૨). માણસને તે મીઠું મીઠું બોલે છે. તેથી તેના પર હેત ઘણુંજ આવેછે; માટે ઘણા લોકો હેતથી પોપટ પાળેછે, પણ કાગડાને કોઇ પાળતું નથી. (૩).

---

**પાઠ ૧૪ મો.** વચન=શબ્દ; શુક. અસર=ફુળ પર ભ્રમ.

માન=આબરૂ; ઈજ્જત.
નવાઈ= અચરતી.
આવકાર= આદરમાન.
નીવડવું=નીકળવું; ઉઠર્યું.
દોંગાઈ=લુચ્ચાઈ; ખંધાઈ.
વાઘરી=શીકારી પારધી.
ધડવાડ= લડાલડી.
લુચ્ચાઈ=દોંગાઈ; ખંધાઈ.
માઠું=ખરાબ; નઠારૂં.
તપાસ=તજવીજ.
સોબત=સંઘત.
શીખામણ= ફાયદાની વાત; બોધ.
કદી=કોઇ વખત પણ.
ભૂલવી=વીસરવી.

## પાઠ ૧૫ મો.

કણબી=હિંદુની એક જાત; (ખેતીનો ધંધો કરનાર).
ધન=દોલત પૈસો.
તન=કાળજું; ચેટક.
ધ્યાન.
અંતકાળ=મરવાનો વખત.
પુંજી=દોલત; ગાંસડો દલ્લો.
લાલચ=લોભ; ગળકો.
ખેતી= ખેતીવાડીનું કામ.
દીકરા=છોકરા.
વિચાર્યું=ધાર્યું.
ડોસે=ઘરડા માણસે.
કેડે=પછી; પુઠે.
આખુ=બધું; તમામ.
વાવ્યાં=રોપ્યા.
નીપજ=પેદાસ; પાક; આવક.
ઉપજ્યો=પેદા થયો; નીપજ્યો.
ખરેખરૂં=જોઈએ તેવું; સાચુ; બરાબર.

## પાઠ ૧૬ મો.

કોણે=ક્યા સખસે.
કીરપાળ=મેહેરબાન; દયાળુ.
પેદાકરવુ=જન્મ આ-
પવો; નીપજાવવું.
બનાવ્યું=નીપજાવ્યું. કર્યું.
સુંઘવાને=વાસલેવાને.
ઝાલવાના=પકડવાના.
સઘળું=બધું; તમામ.
ઈશ્વરે=પરમેશ્વરે.
કર્યાં=બનાવ્યાં; પેદા કીધાં.
ભલાં=સારાં; વાજબી રાહે ચાલે એવાં.
કોપસે=ગુસ્સે થશે.
દેખતાં=જોતાં.
જાળવે=સાચવે; તપાસી રાખે.
રખવાળી=બરદાસ; બાલાસ; તપાસ.

## પાઠ ૧૭ મો.

ગામ=જાંહાં કે થોડાંક ઘરની વસ્તી હોયતે.
શેહેર=જાંહાં કે મોટા મોટા છોબંધને હારબંધ ઘરો હોય તથા સારા સારા મોટાં ચૌટા હોય તે.

છોબંધ=છોથી બાંધેલાં; છોનાં.
કોટ=શેહેરને ફરતી આસપાસ બાંધેલી મોટી છોનીદીવાલ.
જથો=ટોળું.
અડચણ=હરકત.
હારબંધ=એક પછી એક સાથે આવેલા
સેહેજ=થોડી મેહેનતે.
જનાવર=જાનવર; પશુ
દરવાજા=મોટાંબારણાં.
જવલ્લે=કોઈ વખત કદાચ.
બીક=ડર; ધાસ્તી;ધા
પાસે પાસે=સોડે સોડે. અડોઅડ; નજીક.
ફળીઊં=શેરી, મોલ્લો
ગામડું=જહાં ઝુપડા જેવાં થોડાંએક ઘર ની વસ્તી હોય તે
કસબો=પ્રગણાનું મોટુ ગામ.
ચૌટા=મોટાં બજાર.
હાટ=બજાર; દુકાન.

પેસવાનો=જવાનો;આવવાનો.
ઝાંપો=લાકડા સાથે કાંટાં કરાંઠી વગેરે બાંધી લઈને બનાવેલું બારણું.
પેંસનીકળ=આવજા.

પાઠ ૧૮ મો.

ઈંદ્રીઓ=શરીરના ભાગ; (આંખ નાક ) જીભ. કાન. ચામડી.
આકાળ=ડોળ; ,ચેહેરો.
ભણકો=અવાજો.
માલમ પડતું=જણાતું
વાસ=સોડમ; સુગંધ.
મીઠો=ગળ્યો; મીઠાસ. વાળો.
ચોખી=સાફ.
સ્વાદ=ચાખવુંતે: જરા મોંમાં નાંખી તપાસવું
મઝાની=સારી; ઉમદા.
નાંખી=ફેંકી; લાખી.
સમજો=ધ્યાનમાંલો.
ટાઢું=ઠંડું; સીતળ.
ઉનું=ગરમ.

પાઠ ૧૯ મો.

આંગણું=બારણું; બારણાં આગળની જગો.
ચોખું=સાફ; સ્વચ્છ.
કોહોવાણ=કોહોવાડો.
રળીઆમણુ=શોભાવતું; સારું.
ગંદવાડ=ગોજવાડો.
જીવજંતુ=જીવડાં; મગતરાં.
એંઠવાડ=એંઠાં વાસણ જેમાં રાંધ્યું ખાધું હોય તે.
ગંદા=ગોજા.
ગંધ=ખરાબવાસ; નઠારી સુગંધ, બદબો
ભાજીપાલો=ભાજી પાંતરાં વગેરે.
માંદા=આજારી; બીમાર; કાહેલી.
લાજ=શરમ, એબ.
તાવ=તપત; બોખાર.
નીપજે=પાકે; પેદાથાય.

ગંધવેડો=દુંર્ગંધનો ગલો.
સાફ=ચોખ્ખું;સ્વચ્છ
વેગળે=આઘે:દુર; છેટે.
બાપડા=બીચારા; ગરીબ.
ચોખ્ખાઈ=સુઘડાઈ.
ગુણ=ફાયદો.
છોડ=છોડવો; રોપો.
છુટ=જગ્યા; મોકળાસ.

## પાઠ ૨૦ મો.

ચીર=કપડાં; કીમતી લૂગડાં
આપ=આરસી.
મધપુડો=મધ માખનો પૂડો.
વાન=દેદાર: કદ.
રચે=બનાવે:ગોઠવે.
સજ્જન=સારા માણસ.
માપ=ભરત; પરમાણું.
ચોક=આળ;મોટી ચોકડી.
શરીર=દિલ:અંગ.
રૂડો=સારો મઝાનો.
દેખીએ=જોઈએ.
શુદ્ધ=બરાબર;ખરેખરી
ચિત્ત=મન; ધ્યાન.

## કવિતાની સમજુતી. ૫.

આપણે બધી જન્સો ચોખ્ખી રાખવી, ને લુગડાં પણ ચોખ્ખાં ધોએલાં પેહેરવાં; વળી ઘર ને ચોક પણ ચોખ્ખાં રાખવા, કે જેથી આપણું શરીર સદા સુખી રેહે. (૧). જુઓ કે મધમાખી મધપૂડો બરાબર માપ રાખી બનાવે છે, તેમાં કાંઈ ડાઘા કે ખોડ ખાપણ કશું આપણે દેખતાં નથી, તે આરસી જેવો સાફ જણાય છે.(૨).ચોખ્ખા રેહેવાથી આપણું મન ખુશ રેહે છે ને તેથી શરીરનો દેદાર વળે છે; વળી ચાર સારા આબરૂદાર માણસ બેઠેલા હોય તેમાં ચોખ્ખાઇએ કરી (ધોએલાં સાફ લૂગડાં પેહેરેલાં હોય તો તેથી)હર કોઇ માણસને ઘણી આબરૂ મળે છે. (૩)

## પાઠ ૨૧ મો.

સુંવાળી=પોચી; નરમ.
નાળ=લોઢાના મેખમારીને પગે જડવાના ગોળ પાટા.
નક્કર=સંગીન
બરાડે છે=આરડે છે.
મજલ=બેપ;ટપ્પો;દશ ગાઉ.
નિર્દય=ઘાતકી; વગર દયાનો.
ખોંખારે છે હણહણે છે:સણસણે છે.
ફલંગો=કુદાકડો.
સીમ=ખેતર.(ખેતરની હદ.
ભેગો=સાથે,એકઠો.

ચરેછે=ઘાસ ખાય છે.
વાળ=નીમાળા.
છેડે=નાકે
ગાઉ=કોસ.
બોજો=ભાર;વજન.
વેહેછે=ખમે છે, ઊંચકે છે.
ચાકરી=બરદાસ, ખાલાસ; સેવા.
માયા=હેત, ચાહેતા; પ્યાર.
ચાહે=પ્યાર રાખે.

### પાઠ ૨૨ મો.

કાતરા=બેડકા.
વટેમાર્ગુ=રસ્તે જતો મુસાફર; પંથી.
સંગીન=નક્કર; મજબૂત.
કચુકા=ઠળીઆ; કળીઆ.
ચીકણું=ચીકવાળું; ચોંટે એવું; જબરૂં.
ચાચોડા= આમલીના ઠળીઆ.
ચોંખંડા=ચોડા, ચારે બાજુએ સરખા.
ફેરૂં=ટીપું.
ખાટો=ખટુમડો.
ખટાસ=ખાટો સ્વાદ; ખાટા સવાદની ચીજ.
ચોમાસુ=વરસાદની મોસમ
વરસેછે=આવેછે.
બારેમાસ=આખુ વરસ હંમેશ.
ખપ=જારૂર, અગત્ય
રોજ=નિત્ય,સદા.

### પાઠ ૨૩ મો.

અક્કલ=બુદ્ધિ,સમજ.
ધણેરી=ધણી.
નેક=ટેક,મોટાઇ; પોણ.
માહાલે=મોજકરે; સુખે ફરે.
વિશ્વ=જગત પૃથ્વી.
તસુ=બે આંગળ.
માતા=મા, માજી
વિખ્યાત=નામીચું; પ્રખ્યાત.
નવ=નહીં; ના.
તાત=બાપ,પિતા.
મોજ=મઝા,ચેન ખાજી.
શાણા=ડાહ્યા, સમજુ.
દીકરી=છોકરી.
નિત્ય=રોજ, સદા.
પર=પારકું.
ઠામ=ઠેકાણું,જગો.
કેરો=નો, તણો.
સામળ=એક મોટો કવિ થઇ ગયો.

### કવિતાની સમજુતી. ૬

માને છોકરી (આમલીનું ઝાડ ને તેનું ફળ આમલી) નું એક નામ બુદ્ધિથી જાણ્યું, તેનું તો ઘેરે ઘેર ને વળી રોજે રોજ સારા વિવેકથી કામ પડેછે; તેમાં મા તો એકની એકજ જગોએ રેહેછે; એક

તણું પણ ચાલતી નથી. પણ તેની છોકરી તો બધે દેશે દેશ ભલી રીતે મોજ કર્યા કરેછે; વળી જુઓ કે તે છોકરીનો છોકરો(ચીચોડો)તે માનો બાપ થાયછે, ત્યારે સામળદાસ કવિ કહેછે કે તમે ચતુર નર સમજી લેજો એ તો બધી પૃથ્વી વિષે પ્રખ્યાત છે. (એટલે આમલીના ઝાડની છોકરી આમલી, ને તેનો છોકરો ચીચોડો રોપ્યાથી પાછું આમલીનું ઝાડ થાયછે. ત્યારે એ પ્રમાણે ચીચોડાથી આમલીનું ઝાડ નીપજ્યું, તો તે ઝાડનો બાપ કહેવાય).

---

## પાઠ ૨૪ મો.

ચાટલું=આરસી; ખાપ
રતાંધળો=રાતે આંધળો; (દીવસે દેખાય ને રાતે જેને નહીં દેખાય તે.
પોપચું=આંખનું ઢાંકણું.
ભમ્મર=ભવાં; આંખના પોપચાં ઉપર કમાનના જેવા વાલ છે તે.
ખાળવું=અટકાવવું.
રજ=ધૂળ, રજકણ.
છાજલી=છજાનુ.
સારેછે=કરેછે.
પાંપણ=આંખનાં પોપચા સાથે વળગેલા વાલ.
જણસો=ચીજો.વસ્તુ.
ખરેખરો=બરોબર.
જતન=બરદાસ, સાચવણી.
ઝીણી=બારીક.
કાણો=એક આંખે આંધળો.
દયા=રેહેમ મીઠી નજર.
સાજી=સારી.
પરમેશ્વર=મોટો ઈશ્વર.
પાડ=ઉપકાર,આભાર.

## પાઠ ૨૫ મો.

કપાસ=રૂના નાનાં ઝાડ.
કહેવત=કેહેતી; શ્રુણી.
ઘાટ=ઢોળ, આકાર.
બળતણ = બાળવાનાં લાકડાં, સરપણ.
ભાખરી=ઘઊંનાલોટની જાડી રોટલી.
કાંતવું=લાંબા તાંતણા કરવા.
લટકતાં=ટીંગાતા.
કુંભાર=મટોડીના વાસણ બનાવનાર.
વણવું=લુગડું બનાવવું.
ધાન્ય=અનાજ, દાણો.
કાજે=વાસ્તે, માટે.

| | | |
|---|---|---|
| તૈયાર=હાજર, તરત. | પાઠ ૨૬ મો. | ઓઢવા=શરીર ઢાંકવા. |
| કામમાં આવે એવું. | ધરતી=જમીન, પૃથ્વિ. | ખાંતે=ખુશાથી. |
| કશું=કંઇપણ,જરાએ. | થોક=જથો. | શીરીતે=કેમ;કઈ રીત. |

## કવિતાની સમજુતી. ૭.

ખાવા અને પેહેરવા ઓઢવાને પરમેશ્વરે આપણુને શરીર આપેલું છે, હવે તે વડે જો મેહેનત કરાએ તો તેમાંથી રાતા પીળા રંગ (જે જોઈએ તે) મળે. (૧). જમીનમાંથી અનાજ તો બધું જથા બંધ થાયછે. પણ જો તે જમીનને ખુશાથી ખેડે નહીં તો ખાવાનું શું ખાય (અનાજ કેમ પાકે)? (૨). પણ તેમ કરવાને આપણુને ઈશ્વરે તેના ઈલાજો આપેલા છે; પણ કોઇ વાસણ અને બાળવાનાં લાકડાં વિના શી રીતે રંધાય? (૩).

---

| | | |
|---|---|---|
| પાઠ ૨૭ મો. | ભે એવાં, લુગડાં. | કાં=કેમ? કોણ. |
| હાલ=હમણાં. | ઘરેણાં, આભૂષણ. | અર્થ=સ્વાર્થ મતલબ. |
| વખત=વેળા, સમય. | પરઘેર=પારકે ઘેર. | ચાકરી નોકરી. |
| શણગાર=શરીરને શો- | સરસ=સારા; મજાના. | પેર=રીત, પડે |

## કવિતાની સમજુતી. ૮.

માટે હે ભાઈ તે (બળતણ ને વાસણ) તું તૈયાર બનાવ, કે કાંતો તને બીજો કોઇ કરી આપે, કે ત્યારે તારા સ્વાર્થનું (પોષણને વાસ્તે) તે વખતે થાય. (૧) ઝાડ ઉપર કાંઇ તૈયાર લુગડાં લટકતાં નથી પણ જો કપાસ વાવી તેપરથી રૂ ઉતારીને તેને કાંતીને વણે તો

ગજાનો પેહેરવાનો પોશાક બને. (૨) માટે ગમે તે રીતે ઘેર કે પારકે ઘેર (દેશ કે દેશાંતર) મેહેનત જો કરે તો ચાકરી કરતાં આખરી સારી રીતે પામે (મેહેનતનો બદલો પરમેશ્વર તેને આપે).(૩)

---

### પાઠ ૨૮ મો.

દાન=ધર્મ. ખેરાત.
આપદા=ફિકર વિપત્તી
આંતરડી= આત્મા; જીવ.
પરોપકાર=પરકલ્યાણ; પારકાપર ઉપકાર.
પુણ્ય=ધર્મ. દાનનું આશિષ.
આશિષ=આશિરવાદ; સારી દુવા.
વાવરવું=વાપરવું; ખરચવું
સુમ=બખીલ. કંજુસ; કસરીઓ, મખીચુસ.
કૃપણ=કંજુસ ચંડાળ.
સંઘરી=એકઠું કરી.
મુદ્દલે=જરાએ, લગરીકે પણ.
નારાજી–નાખુશ, દલગીર.
ગજા=ગુંજાસ. શક્તિ.
લેખે= ઠેકાણે, સારે મારગે.
ગ[illegible]બગરમાં= ગરીબ લોકો, નાચાર. અનાથો. વગર પૈસાના.
દુનીઆ–સંસાર; આલમ, પૃથ્વી.
જશ=માન; આબરૂ.
વાવેલું=રોપેલું
ફોકટ=નકામું.
નકામુ=કામ વગરનું; ફોકટ-
કંગાળ=ગરીબ, અનાથ નાચાર.
મજુરી=વૈતરૂં, વેઠ.

### પાઠ ૨૯ મો.

સાચ=સાચવટ, સાચી વાત-
દેશાઇ=જાગીરદાર; વતનવાળો માણુસ.
[illegible]હયાં=નીકળ્યાં.
દાખલા= ઉદાહરણ, દ્રષ્ટાંત.
ચપુ=ચાકુ; છરી.
[illegible]યો=પસંદ પડયો.
પીઆ=સોળ આનાની કીમતનો રાણીની છાપનો રૂપાનો શિક્કો.
છૈઆં=છોકરાં; બચ્ચાં.
લેખણ=કલમ.
વખાણ્યો=પ્રસંદ કર્યો.
ગમ્યો=પસંદ પડયો.
વેહેલો=જલદી
કાપ=ચીરો.

### પાઠ ૩૦ મો.

સાચાબોલું=ખરાબોલું
સતવાદી=સાચો
ગભરાવું= અકળાવું.

બીવું: ગાભરા થવું.
ધીરજ=સબુરી, શાંતી.
ફાડી=ચીરી.
ખીજ્યા=ચીડ્યા, ખીજવાયા; કુદ્યા.
છાતી=હૈયું; મન.
ચાંપીને=દાબીને.
વાહાલું=પ્યારૂં; હેતવાળું.
વાંક=તકસીર, ગુનો.
અણગુતાં=ઓચિંતાં.
ઝટ=જલદી, તુરત.

### પાઠ ૩૧ મો.

સંકટ=દુઃખ, આફત.
ક્રોડ=હજારો, (સો લાખ).
પરલોક=પારકા લોક; દેવલોક.
હોડી=સઢવાળો મોટો મછવો, નાનું વાહાણ.
રાજ=અમલ, હાકમી.
સિંધુ=દરિઓ, સમુદ્ર.
શુભ=સારૂં, મંગળીક.
સહીએ=ખમીએ સહન કરીએ, વેઠીએ.
દિનરાત=રાતને દાહાડો.
સદા=રોજ;નિત્ય.
સરે=થાય, બને.
ઉપાય=ઈલાજ.
નક્કી=ખચીત, નિશ્ચય

## કવિતાની સમજુતી. ૯

આપણા પર જે દુઃખ આવી પડે, તે સહન કરીને બરાબર સાચી વાત કહેવી. ને બીજા લોકમાં સુખ લઈએ (સાચુ બોલેથી સુખ મળે), અને તેથી રાત ને દહાડો સુખી રહીએ. (૧). સાચું બોલવું એ સદા સારૂં છે, જુઠું બોલવાથી ઘણું દુઃખ આવી પડેછે; માટે તમે હજારો ઉપાય કરી જુઓ, પણ સુખ તો સાચાથીજ થાયછે.(૨). સાચું બોલવાથી સદા આપણું કામ થાય. પણ જુઠું બોલવાથી કદી થાય નહીં કેમકે જુઓ કે કાગળની હોડી બનાવીને તે દરિઆમાં મુકો તેથી દરિઓ તરાતો નથી, (તેમ જુઠું બોલવાથી આપણું કામ કદી થતું નથી.) (૩).

### પાઠ ૩૨ મો.

ઘેટાં=મેંઢાં.
કાતરવું=કાતર વતી કાપવું.
ધાબળીઓ=ઉનનું પહેરવા ઓઢવાનું.

લુગડું.
કામળો=ચુમાળો.
ભરવાડ=ઘેટાં ચરાવનાર.
શેનો=કઈ ચીજનો?
દીઠાં=જોયાં.
નિમાળા=વાળ.
ઉન=ઘેટાના બાલ.
કામળીઓ=નાના ચુમાળા.
ટાઢ=ઠંડ, હીમ.
બિચારાં-બાપડાં; ગરીબડાં.
ઉનાળો=તાપનીમોસમ
એ શિવાય=એ વગેરે; એથી બીજા.

પાઠ ૩૩ મો.

ઝરતું=વેહેતું, ટપકતું
લીંબોળીઓ= લીંમડાનાં ફળ.
રોગ=મરજ, વ્યાધી.
પેટી=નાનો પેટારો.
પોપટીઆ=લીલા પોપટ જેવા રંગના.
રાયણ=લીંબોળીના જેવો લીલો મેવો.
ગળી=મીઠી.
વિખ=ઝેર.
ઓસડ=દવા.
ઠેકાણે=જગોએ.

પાઠ ૩૪ મો.

ધાન્ય=અનાજ.
ડુંડું=કણસલું.
ઉંબી=ઘઉંની કંઠી.
પૈસાદાર=તાલેવંત, માતબર, ધનવાન.
કડબ=જાર બાજરીના લાંબા સુકા સાંઠા.
કણસલું=ડુંડું.
પુળા=કડબના ભારા.
બાજરીઉં=બાજરીનું, કણસલું.
વવાય=રોપાય.
જાર=જુવાર.
શિઆળો=ટાઢની મોસમ.
સાંઠા=અનાજના ઉભા સેંટા.
ઢોર=ચોપગાં જાનવર.
મસળે=ચોળે.
દળીને=લોટ કરીને.
લોટ=આટો.

પાઠ ૩૫ મો.

તલશરા=તલની શીંગ
શેલડી=ગળ્યા રસનો સાંઠો.
શીંગ=ફળી.
જવ=એકજાતનું ધાન્ય
કઠોળ=મગ,ચણા વાલ વટાણા વગેરે ધાન્ય.
ડાંગર=ભાત.
પોપટા=ચણા ફળી.
સર્વે=સઘળા, બધા.

## કવિતાની સમજુતી. ૧૦

બાજરીનાં ડુંડામાં બાજરી ને કણસલામાં જુવાર જોઈએ (થાયછે); તેમ કંઠીમાંથી ઘઉં, ડાંગર, ને જવ એ ત્રણે થાયછે. (૧).

તલ છે તે તલના જીંડવામાં થાયછે, ને કઠોળ એટલે વાલ, વટાણા, મગ વગેરે શીંગોમાંથી થાયછે; તેમ ચણા ચણાફળીમાં થાયછે, ને શેરડીમાંથી શાકર અને ગોળ થાયછે. (૨) ચોમાસાના ચાર મહીના અટલે (અશાડ શ્રાવણ, ભાદરવો. ને આસો અમાં જુવાર, બાજરી તૈયાર થાયછે ને શીઆળામાં (કારતેગ, માગસર, પોસ ને મહા) એ ચાર મહીનામાં ઘઊં ને ચણા થાયછે. (૩).



### પાઠ ૩૬ મો.

ધરતી=જમીન. ભૂમી.
કિલ્લા=ઊંચા ગઢ; બુરજ.
નાળાં=વેહેતો ઝરો; નાની નીક.
મરડીઆ= છો પકવવાના; ધોળા.
પાહાડ= મોટા ઊંચા સાથે જોડાઈને લાંબા ગયેલા ડુંગરો.
લૂગડાં=કપડાં.
તરસ=સોસ.
મટાડે=દુર કરે; હોલવે.
કાંઠે=કીનારે.
ખેતર= અનાજ તથા ઘાસ પાકે છે તે જગો.
એકાએક=એકદમ. ઉતાવળે ઓચીંતા.

### પાઠ ૩૭ મો.

રાન=વન. જંગલ.
માંણેક= કીમતીજવાહીરા એક નંગનુ નામ.
અનેક=ઘણાં; બહુ.
જામફળ=જામરૂખ.
પદાર્થ=ચીજ. વસ્તુ.
જાંબુ=એક જાતનું ઠળીઆ વાળું ફળ.
હીરા=ખાણુમાંથી નીકળતો એક જાતનો કીમતી પદાર્થ.
વન=રાન, જંગલ.
સરખી=સપાટ.પાધરી
ધાતુ=સોનું. રૂપુ ત્રાંબુ કલાઈ વગેરે
તપેલી=પાતેલી.
લોટા=કળશીઆ.
લોટીઓ=કસલીઓ.
પાળીઓ= ચપ્પુઓ. છરીઓ.
જાત=તરેહ, રીત.

### પાઠ ૩૮ મો.

સેવા=ચાકરી બરદાસ.
જંપવું=સુખે બેસવું. ઠરવું.
દાઝ=દયા, રહેમ.
જન્મ=જીંદગાની; અવતાર.
ઉછેરતાં=મોટાં કરતાં.

પજવતાં=દુઃખ દેતાં.
સંસાર=દુનિઆદારી.
હેત વાહાલ=પ્યાર.
સુખીઉં=સુખીઆરૂં; સુખી.
દુખીઉં= દુખીઆરૂં; દુખી.
વેદના=દુઃખ;પીડા.
ચડાવવું=કબુલ રાખવું.

**પાઠ ૩૯ મો.**

ગુણ=ઉપકાર;આભાર.
અવસર=વખત.
ટગમગ=ડગમગ; હાલ્યા વિના.
અમાપ=ઘણો; જેનો માપ નહીં.
ઘડી=૨૪ મિનીટ.
બરદાસ=સંભાળ.
ઉમ્મર=વય;જીંદગી.
દાસ=ચાકર;સેવક.
ટકતો=શોભતો;ઠરતો.
ખાજ=ખાવાનું.
લેશ=જરા; જરાપણ.
વેઠીને=ખમીને.
ઉપકાર=ગુણ; આભાર.
સમે=વખતે; વેળા.

## કવિતાની સમજુતી. ૧૧.

જ્યારે બચ્ચું નાનું હતું તે વખતે તેનો પગ ઠરતો રેહેતો નહીં. અને ખાવાનું પણ બરાબર ખવાતું નહીં. તેમ પોતાની મેળે ઉઠી શકાતું પણ નહીં, અને મનમાં જરાએ લાજ શરમ હતી નહીં. (૧). એવા વખતે બચ્ચા પર માબાપે દયા આણી, ને દુઃખ પોતે વેઠીને તેને સુખ આપ્યું, એ આભાર બચ્ચા ઉપર માબાપનો મોટોછે ૨). કોઈ માણસ એવે વખતે જો રોજ બેબે ઘડી ચાકરી કરે તો ચાકરી કરાવનાર આખી જીંદગી સુધી તેનો દાસ થઈને રેહે. (૩).

---

**પાઠ ૪૦ મો.**

બાવળ=બાવળનું લાકડું, બાવળના લાકડાનું ઝાડ (લી.
શૂળ=કાંટાવાળી ડાખ-
પૂઠીઆં=પૈડાને ફરતું લાકડાનું ગોળ ચક્કર
ફૂમતું=રેશમનું ફુલ.
તુરાસ=શીકારા;હરગાસ
પરડાં=બાવળનીશીંગ.
કુંડ=છોથી બાંધેલો ગોળ ઝરો.
નાઈડી=નાઈ; પૈડાની વચમાંનું લાકડાનું ગોળ ડુંગરૂં.
ઉતરડવું=સોરવું, ઉતારવું; છોલવું.
આરા=પૈડાની વચમાંના ફરતા લાકડાના ગોળ કકડા.
આળાં=ગદગદાં; પચ-

પચાં
અથાણું=આથણું.
પુરો=બરાબર.
મજબૂત=ચીકણું; જબરૂં.
ઝરે=વહે; ટપકે.
ચીકાસ=ચીક; ચીકણો પદાર્થ.

પાઠ ૪૧ મો.

શેખચલ્લી=ખોટાખોટા બંગ ઉઠાવનાર; ચકેલો માણસ.
તુરંગ=ખોટા ખોટા વિચાર; બંગ; બુટો-
બોહોળા=ઘણાં; મસ.
ઝૂણાવવું=હલાવવું.
માલિક=ધણી; શેઠ.
ધાડવો=માટીનો મોટો ઘડો- વાસણ.
વેપાર=રોજગાર.
મજુર=વૈતરો; હેલકરી
ઉડવા=આવવા; થવા.
કૂકડી=મરઘી.
સારીપેઠે=બહુ; ઘણાજ
એકઠા=ભેગા.
ઉપજશે=પેદા થશે.
કમાઇશ=રળીશ.
પરણીશ=લગન કરીશ.
ફૂટી=ભાંગી.

પાઠ ૪૨ મો.

ચણતર=ચણી લેવાનું કામ.
માળીલેવું=નળી આંચઢાવવાં.
ઓશરી=ઓટલી; પગથીઊં.
સાટું=બંદોબસ્ત;કરાર
હાટડાં=તાકાં.
ભોંયરૂં= ઘરના ભોંય તળીઆં નીચેની આગળની ઓરડી
છોવરાવવું= છોદેવડાવવી.
મોભ=ઘરના માળને વચલો આડો થાંભલો
વળીઓ=સાકટીઓ.
કાથો=નાળીએરની છાલની વણેલી દોરી.
પાયો=મૂળ; ટેકણ.
કરા=દીવાલ; ભીંત.
પછીત=પછવાડેની ભીંત.
પાણીઆરૂં= પાણીના બેડા મૂકવાની ઓટલી.
જાળીઓ=લોઢાના સળીઆ જડેલી બારીઓ.
મો=બીક;ડર; ધાસ્તી.
પરશાળ=પેહેલા ખંડની ભોંય તળીઆની જગો.
ઝટપટ=જલદી; તાકીદે
રળિઆમણું=શોભીતું

પાઠ ૪૩ મો.

ભરાજવું=દીપવું; શોભા આપવી.
પાટડા=ભારવટીઆ.
મજાગરા=ચણીઆરા; નર માદાના ચાપડા.
સાગ=સાગનું લાકડું.
છજ્જુ=છાજ.

ઠોલાણું=છો દેવડાવવાનું કામ.
ચોરસાં=ચોડા પથ્થર; ચોડી ઈંટ.
લુહાર=લોઢાનો ઘાટ બનાવનાર.
ફૂટ=મોકળાસ;મસજગો.
મેડું=માળ.
મણા=કસર; ખામી.
છીંડી=ખડકી; વાડો.
દાદરો=લાકડાના પાટીઆની નીસરણી.
નીસરણી=વાંસ કે વળીનો દાદર; સીડી.
ખુંટીઓ=ખીટીઓ.
તાકા=મોટા ગોખલા.

પાઠ ૪૪ મો.

છાજવું=દીપવું;શોભવું.
મેના=મધુર રાગનું પક્ષી
ગાલીચા=જાજમ;(મોટું કીમતી બીછાનું.)
ચૂનાળાં=ચૂનાના; ચુનો ફેરવેલા.
કઠેરા=લાકડાના પાટીઆ તથા લોઢાની જાળી જડેલો જરૂખો; રવેશ; ગોખ.
ભૂપતિ=રાજા; પૃથ્વીપતિ.
નીર=પાણી; તેજ.
હીંચકો=હીંદોળો; ઝોલો.
ચિત્ર=તસવીર; છબી
સુડા=પોપટના જેવા લીલા પીછાના પક્ષી.
ખાટ=ખાટલો.
ખૂબ=ઘણું જ; મસ.
રૂડાં=સાંરાં;શોભાવંતા.
ઘડયાં=બનાવ્યા.
રસોડાં=રાંધણી;રસોઈખાના.
રૂપાળા=શોભિત; ખુબસુરત.
ચણ્યા=ચણી લીધા.
દીસે=દેખાય;જણાય.
ખુટે=ઘટે, ઓછુંથાય.
મીઠા=મધુર; મધુરા.
શુદ્ધ=બરાબર; સાફ.
બેઠકો=બેસવાનીજગો.
અગાસી=ધાબુ.
સેજ=ઢોલીઓ; પલંગ.
ખાસી=મજાની;સારી.
બીછાવી=પાથરી.
ભલા=સારા; મજાના.

## કવિતાની સમજુતી. ૧૨.

છાજ. જાળીઆં, માળીઆં ઘણાં સારાં બીરાજેછે, ને બારીએ નાંનાં બારણાં પણ સારાં દેખાયછે: પાણીના બેડાં મુકવાની ઓટલી ને રાંધવાની જગો પણ શોભિતી બનાવી છે; ને તે ઇંટથી ચણી લઈને તે પર ચુનો ફેરવેલો દેખાયછે.(૧) ટાંકામા જે પાણી ભરેલાંછે તે કદી ખુટતાં નથી, તેમાંથી લોકો વાંકાં વળીને પાણી

ખેંચી કાઢેછે; સુડા તે મેનાના જેવા સાફ મધુર શબ્દ બોલે છે. જેના પાંજરાં પીત્તળથી જડી લઇને રંગેલા છે. (૨). બેસવાની જગ્ગા, કઠેરા, ને અગાસી સારી બનેલીછે. ને સુવાને વાસ્તે ઢોલીઓ તથા મઝાની હીંડોળા ખાટછે. તેમ ગલીચા મનને ગમે તેની રીતે પાથરાને દિવાલના ઉપર રાજાઓની મોટી છબીઓ પાડી છે. (૪).

---

## પાઠ ૪૫ મો.

સજ્જડ=મજબૂત.
હણહણવું=સણસણવું ખેંખારવું.
નસકોરાં=નાક આગળના દમલેવાનાબે કાણા
દાઢ=મોંમાં બેવડાં દાંત આગળની જગ્ગા.
ડાચું=જડબું.
વાચા=ભાન; બોલવાની સમજ.
નસ્સી=ખરાબ;નઠારી
પોચો=નરમ; સુંવાળો
કાણા=વેહ; છિદ્રો.
જાળવે=સાચવે;તપાસે
ટેકો=આધાર; મદદ.
ઝીણું=બારીક.
કડકા=ટુકડા; કકડા.
ભૂકો=ચૂગદો;કકડેકકડા
સાદ=અવાજ; સોર.
બરાડે=આરડે; પોકારે.

## પાઠ ૪૬ મો.

ખીજવું=ચીડવું.
છેલઈ-લાલાઈ; વરણાગી; તોર.
પગરખી=જોડી; ખાસડી.
અડકૂટ=આંટી.
પછડાઈને=અફળાઈને.
અંટવાઈને=આંટીઆવીને.
બોટું=ગરાબ; નઠારૂં.
અમથી=ખાલી; વગર ખપની.
સ્વભાવ=મીજાજ.
રીસાળ=તામસી.
પગથીઊં=ઓટલી.
ફેંકી=નાંખી; લાખી.
વાંસે=પછાડી; પાછળ.
ખાબોચીઊં=પાણી ભરાયલો નાનો ખાડો.
બગાડ્યાં=ખરાબ થયાં.
ખબર=સામાચાર.
હાલ= હવાલ; દશા.

## પાઠ ૪૭ મો.

ગોદેખાં= કીનાખોર ઝેરી.
ખારીલાં=તીખા સ્વભાવના.
અવતરવું=પેદા થવું.
ફુરકુરીઆં=ઓઝીલાં.

કુતરીનાં બચ્ચાં.

ગેલ=લાડ.

ભોટીલાં=બોકીલાં; કુતરીનાં બચ્ચાં.

આડો=વાંકો; ઊંધો; (કહ્યું માને નહીં તે.)

અજાણ્યાં=પારકાં.

ઘુરકવા=દાંતીઆ કરવા; ચીડવા.

લાગ=દાવ; તક.

બચકું=ડાચું; કરડવું તે.

સઘળાં=બધા.

જંપે=સુખે બેસે; ઠરે.

ઉઘડેછે=ખુલ્લી થાયછે.

પાઠ ૪૮ મો.

ખીલવું=પાંખડી છૂટી પડવી.

અંગ=શરીર.

મૂળીઉં=મૂળ; જડ.

વેહે=આકું; કાણું; છિદ્ર

ચૂસે=સોસે; રસ ગળે.

નરી=એખલી.

પાંદડાં=પાંતરાં.

ફળી=ખીલ્યા; વગરનું

ફુલ.

બતાવું=દેખાડું; જોવાડું

વાવીએ=રોપીએ.

પાઠ ૪૯ મો.

લાગલાગટ=રોજરોજ; પાંચ સાત દિવશ સામટા.

ખસખસ=અફીણનાં

ફણગો=સાગગો. (બી.

ઠળીઓ=કળીઓ.

સીંચીએ=રેડીએ.

સમજાશે=ધ્યાનમાં ઉતરશે--ઠસસે.

પાઠ ૫૦ મો.

વેહેળો = નાની નદી; પાણીનો હો.

તેડે = તીરે; કીનારે; કાંઠે

ઉપકાર=પાડ, આભાર.

ચટકો=ડંખ.

બદલો=અવેજ; પાડ.

આબરૂ=માન; ઇજ્જત.

ઝાંપ=જાળ; ફાંદો.

તણાતી=ખેંચાતી.

દયા=રેહેમ; મેહેર

વળગીને=બાઝીને.

દિવસ=દાહાડો; દીન.

ઝટ=જલદી; તુરત.

ચૂકવું=ભૂલવું; વીસરવું

પરમેશ્વર=મોટોઈશ્વર.

પાઠ ૫૧ મો.

ડાંગર=ભાત.

કયારડા=પાણી ભરાયલા કયારા.

પરાળ=ભાતનું ઘાસ

છાલાં=છોતરાં.

ચોખા=ડાંગરમાંથી નીકળેલા દાણા.

તરૂ=નાનાં નાનાં કુમળા છોડ.

લીલાછમ=ઘણાજ લીલા; (કાચી કેરી જેવા.)

દાણા=અનાજ; ધાન્ય.

ખંખેરી=ઝાપટી.

ઝાડકે=વા દઇ કસતર કાઢે; ઉપણે.

નીપજાવે=પકાવે.

ખેડુત=ખેતી કરનાર.

કરનાર=બનાવનાર.
ભારે=મોટો; ઘણો.

પાઠ ૫૨ મો.

માંજરી = ભૂરા ડોળા વાળી.
ઘીઆળુ=ઘીએ ચોપડેલું; ઘી ઘાલેલું.
તલપ-ડાફું.
તીણું=અણીવાળું.
લુખું=ઘી વગરનું.
ચોખા=સાફ; સ્વચ્છ.
વેર=દુસમનાઈ; ખાર
હળવે=ધીમે; આસ્તે.
સુઝે=દેખાય;જણાય.
તરત=જલદી.
બિગાડ=નુકસાન.

પાઠ ૫૩ મો.

બીકણુ=બીએ એવો; નરમ; પોચો.
અજાણ્યું=પારકું; પરદેશી; કોઈ દાહાડો જોયલું નહીં તે
સોડ=બાજુ;પાસે.
સામું=તરફ.
બાઝી=વળગી.
ગભરાયો=અકળાયો.
કાદવ=કીચડ.
ઉઠાડયો=ઉભો કર્યો

પાઠ ૫૪ મો.

દરિઓ=સાગર;સમુદ્ર.
અગરીઓ=મીઠું પકવનાર.
રાશ=મીઠાના ઢગલા.
કયારા=નાના ખાડા.
અગર=મીઠું પાકે તે જગ્યા.
ઉસરડવું=સાંભરીલેવું બારી લેવું.
કાંઠે=કીનારે.
પડ-થર.
ઢગલા=ગંજ.
મટોડી=ચીકણી માટી.

પાઠ ૫૫ મો.

પ્રમાણે=રીતે.
ભણીગણી=લખી વાંચી; હોશીઆર થઇ.
કોથળો=પાંચ મણનો બોજો.
ઓહો=અરે ! વાહ !
શેરી=ફળીઉં;મોહોલ્લો
નાકે=છેડે; છેવટે.
મેડીઓ=માળ;અટારી
ભાર=બોજો. [મદ્ધ.
એકાવારે=એકદમ;સા
મેલેલા=મુકેલા.
સેહેલથી=થોડીમેહેનતે
ડાહ્યા=શાણા; સમજુ.

પાઠ ૫૬ મો.

પંથ=રસ્તો; મારગ.
ખર=ગધેડા.
પાણ=પથ્થર.
એધાણ=નિશાની.
લહિઓ=સારા અક્ષર નો લખનારો; બોમિઓ; જાણીતા.
છેહાયછે=ઘસાયછે.
પંડીત=વિદ્વાન; લાહેર
નીપજે=થાય;બને.
ગાઉ=કોસ.
કપાય=મટે;દૂર થાય.
અભ્યાસ=માહાવરોટેવ
કાયર=હેરાન;દુઃખી.
આળસ=સુસ્તી
તોલ જેવો; બરાબર.

## કવિતાની સમજુતી. ૧૩.

માણસ ભણતાં ભણતાં વિદ્વાન થાય, અને લખતાં લખતાં સારા અક્ષરનો લખનારો બને; તેમ રોજ જો ચચાર ગાઉ ચાલ્યા કરે તો લાંબો રસ્તો હોય તે પણ કપાઈ જાય (૧). પોપટ જેવો પશુ પણ શીખવ્યાથી શબ્દ બોલતાં શીખે છે; તો કાયર થઈ ને જે માણુસ ભણવાથી આળસ કરે તેને ગધેડા જેવો જાણવો. (૨). કૂવા ઉપરના જે કાળા મોટા પથરા, તે રોજ પાણી ભરવા જતાં દોરડાના ઘસારાથી ધીમે ધીમે ઘસાઇ જાયછે, એ નિશાનીનો દાખલો, લેઓ, (અટલે એ પથરા ઘસાયછે, તો ગમે તેવો કોઈ મુરખ માણુસ હશે ને તે મેહેનત લઈ શીખવા માંડશે તો તેને શું નહીંજ આવડશે ? ના, આવડશે. (૩).

---

| | | |
|---|---|---|
| **પાઠ ૫૭ મો.** | ચળકતી=ઝળકતી. | રજ=રચકણુ; કણી. |
| જંગાલ=ત્રાંબાનો કાટ. | માંજીને= અજવાળીને. | તાવ=આખો કાગળ. |
| જસત { સફેત મેલા | ઝાંખું=તેજ વગરનું. | ચિકાશ=ચીક. |
| શીસુ { રંગની ધાતુ. | નરમ=પોચું. | વાળ=બાલ; નીમાળા. |
| કાટ=કીટ. | **પાઠ ૫૮ મો.** | મસ=ઘણો; બહુ. |
| દીઠામાં=જોવામાં. | ગદીઆણો=૧૬ વાલ; | તાપ=ગરમી. |
| નરી=સ્વચ્છ; ચોખી. | અડધો તોલો. | આંચ=ઝાળ. |
| જવલ્લે=કોઇ વખત; | ઓગળવું=પીંગળવું. | યાદ=ફામ. |
| કદાચ; | વરક=સોનારૂપાનાછેક | **પાઠ ૫૯ મો.** |
| દેવતા=અગ્નિ; વસ્તેવ. | પાતળાં પાનાં. | ડોસો=ઘરડો માણુસ. |
| ગાળે=પીગળાવેરસકેરે | પતરાં=ધાતુના ટીપીને | અચંબો=નવાઈ. |
| ચોખી=સાફ; સ્વચ્છ | પાતળાંપાનાંકરેલાંતે. | છેડવું=અડકવું; બાઝવું. |
| ભારે=બહુ વજનવાળી | ટીપી==ટપેરી; ઘડી. | પુરો=બરાબર. |

સંપ=એક મત; એક દિલ.
કને=પાસે;સોડે.
ભારી=બચકી.
મંગાવીને=અણાવીને.
કારણ=સબબ;મતલબ
બળ=જોર,કસ.
સંપસંપીને=હળીમળીને;એક દીલ થઈને.
નબળા=કમજોર.

પાઠ ૬૦ મો.

ટીખલી = અટકચાળું કરે એવું; તોફાની.
અટકચાળાં = આડાં; છેડ આંગળી કરે એવા.
અડપલાં= અટકચાળાં કામ. [નચીન.
નિરાંત=ચેન; સુખ;
ગલોફાં=ગાલ, ડાચાં.
ભુસકા=કુદકા.
માંકડાં=રાતા મોંના વાંદરાં.
વગડામાં=વનમાં.
ઉઘાડી=ખુલ્લી.
ચીડાય=ખીજવાય.
વીટાળીને=લપેટીને.
લટકાવીને=ટીંગાવીને.

પાઠ ૬૧ મો.

બાયડીઓ=બઈરીઓ.
ચંડાળ=પાપી,દુષ્ટ.
શાહેદ=શાક્ષી.
ઈનસાફ=ફેસલો.
અરે=હાય;ફીકર.
દશા=હાલ;હવાલ.
ગળેપડુ=ધાઈ પડુ; લુચ્ચી;પસરૂ મમદ.
વઢવાડ=લડાલડી.
જણીઓ=બાઈઓ.
ફર્યાદ=અરજ,રાવ,દાદ
કડકા=ભાગ;કકડા.
બરાબર=સરખા.
હુકમ =ફેસલો.
છાનીમાની=મુગીમુગી; વગર બોલવે.
બૂમેબૂમ=ઘાંટે ઘાંટા.
ફેંઢાવું=છોડું.
ખરી=સાચી; ખૂદ.
હવાલેકર્યો=સોંપી આપ્યો; તપાસીઆપ્યો.

પાઠ ૬૨ મો.

વેળા=વખત, સમય.
અઠવાડીઆ=આઠ દાહાડાની મુદ્દત.
ધ્યાન=ચીત્ત;સરત.
અંગ્રેજ=ગોરા લોક:ટોપીવાળા; સીનોર.

પાઠ ૬૩ મો.

પોહોર=ત્રણ કલાક.
મહિનો=૩૦દાહાડા.
આથમે=અસ્ત પામે.
મધરાત=વચલીરાત.
પખવાડીઆ=પંદર વાડીઆ.

પાઠ ૪૬ મો.

વા=પવન.
શીશી=કાચની નાની બાટલી.
વીંજણો=પંખો.
વાયરો=પવન,વા.
બફારો=પસીનો, પરસેવો.
પવન=વા. વાયરો.
વાસીને=દઈને, ઢાંકીને.
થીર=હાલે ચાલેનહી.

તે; એકની એકજ
જગ્યાએ રહે તે.
લોટો=કળશીઓ.
બોળ્યો=ડુબાડ્યો.
બદલે=જગાએ; ઠેકાણે.
દબાવી=બુરાડી.

## પાઠ ૬૫ મો.

લેહેરા=વમળ; લીસોટા.
ગતિ=શક્તિ; બળજોર.
ધુજવું=હાલવું; કાંપવું;
થરથરવું.
પ્રવાહી=પાણી જેવો
નરમ.
જુગ્તી=તદબીર; હીક-
મત.
નાદ=અવાજ ; સાદ.
ઈશારત=ચિન્હ; નિશા-
ની; સાન.
સાદ=અવાજ; સોર.
કુંડાળાં=ગોળ ચકરડાં.
ઉપરાઉપરી=એક પછી
એક.
છેટે=આઘે; દૂર.
અથડાય=અફળાય.
ફલાણો=હરેક; મુકરર
કરેલો.
ઘાટ=ડોળ; આકાર (ઘ-
ડીને કરેલી બનાવટ.
બેહેરા=કાને સાંભળે
નહીં તે.
ઘરડપણ=બુઢાપણ; જ
ઈફી.
જન્મ બેહેરા= જન્મે
ત્યારથી બેહેરા.
મુગા= મોંઢે બોલી શકે
નહીં તેવા.

## પાઠ ૬૬ મો.

ટાટ=શણનું કાપડ.
કાગદી=કાગળવેચનારો
ઘુંટવું=મોહોરો દેવો;
સાફ લીસું કરવું.
ખેલ=લાહી.
ઘા=ઘાયો; દસ્તો ૨૪
કાગળ.
તા=તાવ; આખોકાગળ.
સાહેબખાની= ઉંચા;
સાહેબ લોકોને વા
પરવા જેવા.
ડોવીદેવું=ડબોવવું; બો
ળી કાઢવું.
તાવ=આખો કાગળ.
ફટકડી= ફટકી.
ચાલણી= ચાળણી; ઝી-
ણાં ઝીણાં વેહેવાળું
ધાતુનું વાસણ.
પલાળી=ભીનાળી; ભી-
ગોવી.
મફેદ=ધોળું; ઉજળું.
ઠરીને=બંધાઇને.
કકરા=ખરબચડા(હાથ
ફેરવીએ ને લીસા
લાગે નહીં તે.)
લીસા=સાફ; ઘુંટેલા.
ઊંચા=સારા; કીમતી.

## પાઠ ૬૭ મો.

મૂર્ખાઈ=બેવકુફાઈ.
દેશાવર=પરદેશ; દે-
શાંતર.
ફાળ=ધ્રાસકો; ફિકર.
ઝળઝળીઆં=આંસુ.
ઢોરમોઠ=મૂરખ; અણ-
ઘડ.
અભણ=વગર ભણેલો
મૂર્ખ.
નામું=ચોપડા; દફતરી.
કામ.

મથાળું=ઉપલો ભાગ.
ધણી=વર; માટી.
હેઠ=છેક; નાકે સુધી.
રોવાં=રડવા.
માઠી=ખરાબ;મુવાની.
ખબર=સમાચાર; સં-
દેસો.
ઉકેલીને=ફેડીને.
રૂઓછો=રડોછો.
પછવાડેથી=પાછળથી;
પછાડીથી.
લાજ=શરમાઈ; લજ-
વાઈ.
પસ્તાવો=અફસોસ.

પાઠ ૬૮ મો.

અભિમાન=અહંકાર.
નિશાની=એધાણી; ઈ-
શારત.
સરદાર=સગદાર.ઉપરી
અસાર=સાર નહીં તે,
નઠારૂં.
રાય=રાજા.
વેહેમ=શક; સંદેહ.
ઉર=દિલ; મન.
બકવું=લવવું; લવારો
કરવો.
સારઅસાર=સારી ન-
ઠારીવાત; સારૂં ન-
ઠારૂં કામ.
અક્ષર=હરફ; દસ્કત.
અપાર=ઘણોજ; જેનો
પાર નહીં.
જગ=જગત પૃથ્વી.
વડા=મોટી.
શીખામણ=ફાયદાની
વાત.

## કવિતાની સમજુતી. ૧૪.

મૂરખને માથે કંઈ સીંગડાં ઉગીને તેની નિશાની હોતી નથી, પણ જેને સારા નરસાનું કશું ભાન નથી તેનેજ મૂરખ સમજવો. (૧). જેને એક હરફ પણ લખતાં વાંચતાં આવડે નહીં ( કાળા અક્ષરને કુટી મારે ), ને મનમાં અહંકાર ઘણોજ રાખે તેવા માણસને પૃથ્વી ઉપર બધા મૂરખાઓનો સરદાર સમજવો. (૨). મોટી મોટી વેહેમ ભરેલી ઘણી વાતોનો તે લવારો કરે, પણ તે મૂરખનો રાજા કહેલી શીખામણ સાંભળતો નથી. (૩).

---

પાઠ ૬૯ મો.

વૈતરૂં=મેહેનત;મજુરી
આળોટવું=ગોલાંટ ખા-
વાં;ગબડવું.
અમીર=મોટા માણસ.
દાબડો=ખાડો.
ધીરજ=સબુરી.
ખમી=સહી;સહનકરી.
હઠે=પાછું ફરે;દબે; હારે
મરજી=ઇચ્છા; ખુશી.
દેખાદેખી=એકબીજા-
નું જોઈને.

ડોક=ગરદન; ગળું.
ભાર=બોજો; વજન.
લાજ=શરમ.
સીધી=પાધરી.

પાઠ ૭૦ મો.

ડેલું=તબેલો.
ન્યાલ=ગબ્બર; પૈસાદાર; તાલેવર. (ને
પૂરું=બરાબર; પેટભરી
છોડાવ=મુકાવ; મેલાવ.
દેખાયો=જણાયો.
ખોતરતો=ખોદતો; ખણતો.
ભેદ=કારણ; મરમ.
ધન=પૈસો; દોલત.
ચરૂ=તાંબાનો બેકડા વાળો દેગડો.

પાઠ ૭૧ મો.

શેતુર=એક જાતનો લીલા મેવો પીપરના આકારનો થાયછે.
ખદખદતું=ઉનું ઉનું.
ચબોટીઆં=મરદોને પેહેરવાનાં રેશમી લુગડાં.
પતંગીઉ—એક જાતનો જીવડો.
હીરાગળ=રેશમી.
ગજીઆણી=ગજ પનાનું રેશમી કાપડું.
તાતણો=તાર.
મુગટા=કારણ વાળાં હલકાં ધોતીઆં.
મશરૂ=રેશમી કાપડું.
કોશેટો=ગોળલાંબીદડી.
હીર=રેશમ.
કીડા=લાંબા જીવડા.
ભાતભાતના=જાત જાતનાં.
કીનખાબ=કસબના બુટ્ટાવાળું રેશમી ઉંચું કાપડું.

પાઠ ૭૨ મો.

આખલો=ગોધો; સાંઢ.
મચ્છર=ગણ ગણતો જીવડો.
માતેલો=જબરો; ધરાએલો; મતબાલો.
નબળો=કમજોર; લુલો.
સાંઢ=આખલો; ગોધો.
આંટો=ચક્કર; ફેરો.
તોબા=કાયર; કંટાળો.
તુચ્છ=હલકો; નીચ.
અહંકાર=અભિમાન.
ધરાઈને=તરપત થઈને
ગણગણતો=ગુણગુણ કરતો.
નીચ=હલકો; તુચ્છ.
જબરો=જોરાવર.
પલક=પલ; ક્ષણ.
કચરી=કચડી;; છુંદી;
પછાડે=અફાળે ઝીંકે.
વેદના=દુઃખ; પીડા. દરદ.
ગાંડો=દીવાનો; ઘેલો.

પાઠ ૭૩ મો.

કરોળીઓ=જાળામાં રેહેનારો જીવડો.
હરાવવું=હંફાવવું; જીતી લેવું.
બેહેકવું=છાકી જવું; વધારે બોલવું.
જાળું=ફાંદો; ફાંસો.
જીતવું=જીતી લેવું. હરાવવું.

શેર=૪૦ પૈસા ભારનું વજન; (જબરો હોય તે).
ફુલાઇ=અહંકારે ભરાઈ
સાંઢીઓ=ગોધો; સાંઢ.
બરોબરી=સરખ સરખી; હરીફાઈ.
ગર્વ=અહંકાર.
હસવા=મજાક કરવા.
નજ=નહીં; ના.
ફાંફાં=ખોટી મેહેનત; વેવલાં.
આંટવાટો= આંટીમાં આવતો.
જીતનાર=જીતી લેનાર; ફતેહ પામનાર.
કેવળ=બીલકુલ; તદન.

## પાઠ ૭૪. મો.

કોમળ=નાજુક; કુમળું
રમુજી=ખુશલાગે એવું
ચંચળ=હોંશીઆર.
પટા=લીસોટા; કાપા.
રુવાંટાં=ઝીણાં ઝીણાં કુમળા બાલ.
ચિતારો=ચિત્રપાડનાર.

## પાઠ ૭૫ મો.

છેતરવું=ઠગવું.
પાપ=નઠારું કામ; (નઠારાં કામનો દોષ.
દડિઓ=પડિઓ.
ચુકવવું=ખસેડવું.
સંતાડવું=છુપાવવું.
કરડી=આકરી; સખત.
નાત=જમણવાર; વરો.
બગડયું=અસુખ થયું.
સરત=નીઘા; ધ્યાન.
છેતરાઈ=ઠગાઈ.
વાહાલી=પ્યારી.
નાનપણ=બચપણ.

## પાઠ ૭૬ મો.

ઘડી=૨૪ મિનિટ.
પળ=સેકન્ડ.
તરતું=અતરંગ રહેતું
મંદિર=દેરું, દેવસ્થાન
ટંકોટંક=માથા સુધી.
જોશી=જ્યોતિષવિદ્યા જાણનારા.
ડુબી જવું=બુડીજવું.
કોષ્ટક=કોઠો.
માપ=ભરત; પરમાણું.
વાપરતાં=કામમાં આણતાં.

## પાઠ ૭૭ મો.

ભારે=કીમતી; મોંઘી.
મોહોર=પંદર રૂપીઆની કીમ્મતનો જુનો સોનાનો શિક્કો.
કસબ=દોરાપર બાદલું વીંટયાં પછી કસબીજ દોરી થાય તે.
પાલવ=કોર.
વેઢ=વેળીઊં.
કંદોરો=કેડે ઘાલવાનું ઘરેણું.
કીમ્મત=મૂલ; ભાવ.
રૂપડે=ઊંચકાય,
સુંદર=સારાં; મઝાનાં
કંઠી=સોનાની સાંકળી.
તાલેવર=પૈસાદાર.
તોઈ=રીત.

## પાઠ ૭૮ મો.

નાખુશ=દલગીર.
ટટાર=સીધો; પાધરો.
ખુશી=હરખ; સંતોષ.
નાખુશી=દલગીરી.

પોતીકા=પોતાના.

પાઠ ૭૯ મો.

વાચા=ભાન બોલવાની સમજ; અક્કલ.

ભાન=સમજ; અક્કલ.

શા વાસ્તે=કેમ ? શાને માટે ?

પુણ્ય=ધર્મ; દાનનું આશિષ

કશું=કંઈપણ, જરાએ.

પાઠ ૮૦ મો.

કાંચળી=કાપડું; બાયડીનું ચોળી જેવું પેહેરવાનું કપડું.

પીઅર=બાપનું ઘર.

મોસાળ=મામાનું ઘર

હેત=પ્યાર; ચાહેના.

હરખ=ખુશી; આનંદ.

કેસ=ચાકર; પગા.

પલલી=ભીનાઇ.

બગડી=ખરાબ થઈ.

રીસ=ગુસ્સો; તામસ.

ઉતરી=નરમ પડી.

વાંક=તકસીર, ગુન્હો.

બાપડી=બીચારી; ગરીબડી; રાંક.

પાઠ ૮૧ મો.

નિંદે=બદબોઇ કરે.

બળવંત=જોરાવર.

ક્લેશ=કજીયો; કંકાસ ટંટો.

હળતાં=હળીનેરેહેનાર.

સંપી=સંપકરી; હળીમળી

સુખચેન=મજા; સંતોષ

શોક=દલગીરી; પસ્તાવો

ઘટે=ઓછી થાય.

લેશ=જરા; જરાપણ.

ગીતો=બાયડીઓ રાગ કાઢીને ગાયછે તે.

## કવિતાની સમજુતી. ૧૫.

આપણે બંનો ભાઇ ને બેહેન હળી મળીને સંપથી રમીએ તો ઘણું સુખ થાય; લઢી વઢીને કંકાસ કરીએ તો જીવને ઉચાટ થાય. આબરૂ ઓછી થાય, ને વળી લોકો પાછળ બદબોઇ કરે. (૧). જે આપણો બાપ(ઇશ્વર) મોટા જોરાવરછે, તે ઇશ્વર હમે સદા હળીમળીને રહીએ એવું તું કર; કે જેથી નિરંતર સુખમાં દાહાડા જાય. અને કોઇ દ્હાડો જરાપણ કજીઓ કંકાસ થાય નહીં. (૨). જે છોકરાં એક બીજા સાથે હળીમળીને રેહેતા હોય, તે કોઇ દાહાડો સામસામાં લડે નહીં તેઓ સાથે રમી જમીને ગીતો ગાયછે, તેથી તેમની મા મનમાં ઘણી ખુશ થાય છે. (૩).

---

પાઠ ૮૨ મો.

ટપકાં=ઝીણાં ટીપાં.

ધુમર=ધુમ્મસ; દળ.

ઝમવું=ગળવું; ઝરપવું

બરફ=ઠરીને બંધાઇ ગયલું પાણી.

કરા=હવામાંથી છુટું પડીને બંધાયલું પાણી.
રૂપ=દેખાવ;કાંતી.
ઠીબ=માટીનીગાગર કે દોરીઆનો ભાગેલો નીચલો ભાગ.
વરાળ=બાફ;શેવાળ.
તાસક=ઢાંકણું;ધાતુની રકાબી.
ગગન=આકાશ.
હાર=ઠંડ;હીમ. [રથી
વેગળેથી=આઘેથી; દુ-
ઝાકળ=સરદી; ઓસ.

## પાઠ ૮૩ મો.

મધ્ય=વચલા વાંધાના; સાધારણ.
પુષ્કળ=ઘણું;બહુ.
ડામ=ડીનો ચપકો.
ખરડો=પીઠ; વાંસો.
સાંધા=કટકા.
પાંસળીઓ=પાસા તરફની હાડકીઓ.
ટેકીટેકીને= અઘેલીને; ટેકો દેઇને.
જડબુ=ડાચું.

ઝેરી=ઝીખ વાળું..
થેલી=કોથળી.
ભેગુ=સાથે;એકમેક.
જખમ=કરડેલી કે વાગેલી જગો
પસરે=ફેલાય.
ઘટતા=લાયક;જોઇએ તેવા.

## પાઠ ૮૪ મો.

સિંહ=જનાવરોનોરાજા
જીવતદાન=નવોજન્મ.
મહારાજ=મોટો રાજા; રાજા ધીરાજ.
કાલાવાલા- ખુશામત; વારેવારે કરગરીને કેહેવું તે.
સામર્થ્ય=જોર;બળ,
છાંયે=શીળે; ઓળે.
દોડાદોડ=દોડ ધામ; નાસા નાસ.
ગુનો=અપરાધ; વાંક; તકસીર.
માફ=ક્ષમા;જવા દેવું તે.
ચાકરી=સેવા;નોકરી.
ટાળીશ=મટાડીશ.

શેખી=પતરાજી;વડાઇ.
વન=રાન;જંગલ.
ગરીબડો=કંગાળ;રાંક.
ઘેલો=ગાંડો.

## પાઠ ૫૮ મો.

હાજર=તૈયાર.
તરાયું=તંખલું.
બજાવશે=કરશે.
દાસ=ચાકર;સેવક.
જાળ=ફાંદો.
છુટાયું=નીકળાયું.
અકળાયો=ગભરાયો.
બુમો=પોકાર;ઘાંટા.
બદલો=અવેજ;પાડ.
કાતરી=કરડી.
પ્રસંગ=વખત;સમય.

## પાઠ ૮૬ મો.

સાંઢીયો=કરાંઠી; સોટીઓ.
રેસા=દોર;કુંચાં
ઓયા=કાંઠા;કરચાં.
સૂતળી=સણના રેસાની મજબુત વણેલી દોરી.
ટાટપટી=સુતળીનાંટાટ

દીવાસળી=દીવા કરવાની સળી.
માણુસપૂર = માણસ જેવડા; મથોડાપૂર.
ઝાઝા=ઘણા;બહુ.
ઉપાડી=ઊંચકી.
મરડીને=આમળીને.

## પાઠ ૮૭ મો.

શિઆળવાં=શીઆળનાં બચ્ચાં.
ભુંગળાં=નળા.
વાઢ=શેરડી ઉગેલી તે જગો-ખેતર.
બોલ=ખોલ;ગુફા.
ખંડેર=ખંડિએર;અવાવરી જગા.
મેદાન=લાંબી પોહોળી ખુલ્લી પડેલી જગો.
ચોરીથી=ચુપકીથી.
ટોળું=જથો.
મુએલાં=મરી ગયલાં.
કુકડા=મરઘા.
નુકસાન=બિગાડ.
એકાંત=એખલા.

## પાઠ ૮૮ મો.

લોભીઓ=લાલચુ માણસ.
જમણવાર=ન્યાત;વરો.
પડપુછ=તજવીજ; તલ્લાસ.
લાભ=ફાયદો;નફો.
તપેલાં=પાતેલાં.
સંભાળી=સાચવી;તપાસી.
વિઆયાં=જણ્યાં.
બચ્ચાં=છોકરાં.
ભૂલથી=ગફલતથી.

## પાઠ ૮૯ મો.

ધૂતારા=ધૂતીલેનારા;સમજાવીલઈજનારા.
નાદાન=ઘેલો; અણુસમજુ.
આદમી=માણુસ.
ફરીને=બીજી વખત.
નાત=જમણુવાર;વરો.
ખપ=જરૂર; કામ.
ચુપ=મુગો;અબોલો.
વસતા=રેહેતા.

## પાઠ ૯૦ મો.

ભીંડી=શણને મળતી જાત.
વાણ=ભીંડોના રેસાની દોરી.
ફેર=તફાવત; ફરક.
ગરીબ=પૈસા વગરના; રંક; નિર્ધન.
ટકાઉ=મજબૂત.

## પાઠ ૯૧ મો.

ખુંધ=ઢેકો;મોટોટેકરો.
રણ=રેતીનું મેદાન.
રેતાળ=રેતીવાળી.
ચરબી=જાનવરના ચામડાના પાતળા પડમાંથી જે ચીકણીઘી જેવી વસ્તુ નીકળે તે.
સંદેશો=સમાચાર;કેણ.
પોષણ=ગુજરાન.
મુસાફરી=ગાડીએકે પગે ચાલતા એક દેશથી બીજેદેશ જવું તે.
સાંઢણી=ઊંટની માદા; (ઝડપથી ચાલનારૂં ઊંટ).
તરેહવાર=અજબ રીતનું; ઓર તરેહનું.

ઝડપ=તાકીદ;ઉતાવળ.
બાવળીઓ= બાવળનાં કાંટાનું ઝાડ.
સંકડાઇને=સંકોચાઈને દબાઇને.

## પાઠ ૯૨ મો.

વનસ્પતિ=લીલોતરી.
વેલા=ભોંયપર પથરાતો છોડ.
બટાટા=અલુખડા.
તાંદલજો= તાંદળીઆ- ની કે ચોલાઈની ભાજી.
સુરણ=એકજાતનોકંદ.
મેથી=મેથીની ભાજી.
રતાળુ=એકજાતનોકંદ
તળવું=તેલમાંવઘારવું.
પોઇ=પોઈની ભાજી.
સકરીઆ=મીઠો કંદ.
અળવી = અળવીની ભાજી.
બાફીને=પાણીમાં રાંધીને.
કુમળા=નરમ;સુંવાળા.
ચડે=બફાય;રંધાય.

## પાઠ ૯૩ મો.

સેકટો=સરગુઓ.
અગથિઓ =અગથિ- આના ફુલનું ઝાડ.
કડો=કડાના ફુલનું ઝાડ.
લીલવા=મોચ;દાણા.
ફોલીને=છોલીને.
સુદ્ધાં=સાથે.
રીંગણાં=વેંગણાં.

## પાઠ ૯૪ મો.

પાર=સામો કીનારો.
માછી=ઢીમર; માછલાં પકડનારો.
સઢ=ખાદીઓ બાંધી સાકટી સાથે સીવીને વાહાણ ચલાવવા સારૂ બાંધેલી તે.
ખારવા=ખલાસી.
મછવો=નાની હોડી.
હંકારવું=પાણીમાં ચ- લાવવું.
સીધું=ખાવાનું;ભથ્થુ.
હલેસાં=ચાટવાં.
સામાન=ચીજો.
તોપ=મોટી બંદુક.

ચાદરો=ખાદીની પી- છોડી.
ભાગ્યે=મુશકેલાઇથી.
સમાઈ=માઈ.

## પાઠ ૯૫ મો.

રીંછ=બીયાંમણું બાલ વાળું જાનવર.
બિયામણું=ભયંકર.
મધમાખ=મધ કરના- રી માખી. [પૂડો.
મધપૂડો=મધ માખનો
મજબુત=જોરાવર.
ભાવે=સ્વાદ લાગે.
રાની=જંગલમાંની.
ભોગ=કમબખ્તી.
ચટકા=ડંખ.

## પાઠ ૯૬ મો.

ભચરડીને=કચરડીને.
જવલ્લે=કોઈવખત;કવ ચીત.
ભમતાં=ભટકતાં.
થાક=મેહેનત;શ્રમ.
પીઠ=બરડો;વાંસો.

## પાઠ ૯૭ મો.

હલકી=થોડી કિમ્મત.

ની; સસ્તી.
મેળવણી=ભેગ કરેલો.
કંસારા=ધાતુનાં વાસણ બનાવનાર.
કલઈવડા=કલાઇનાં વાસણ બનાવનાર.
ઘાલી=રાખી.
વાળીએ=મરડીએ.
દોહણી=છાસના તામડા.

પાઠ ૯૮ મો.

ગોળીઓ=સીસાની લખોટા-મંજી.
છરા=નાની નાની સીસાની ગોળીઓ.
બંદુક=નાનીતોપ.
કાંતીલોઢું=ચીનાઈલોઢુ
વોહોરા=હારાંસાકો.
કાંસુ=એક જાતની બનેલ ધાતુ.

પાઠ ૯૯ મો.

રત=મોસમ; વખત
કુંપળ=ફણગો; આકાર
મોર=આંબાનાં ફુલ.
આંબાગાળો=કેરીગાળો
કેરીનોરસકાઢીનેજમવાનો સારૂભાષ્માં તે ડવાને
તરબૂચ=એક જાતનું રસાદાર ભુરા કાળા જેવું મોટું ફળ.
ટેટી=ખડબુચાં.
કલ્લોલ=ચેનબાજી.
ટાકા=મધુર શબ્દથી બોલવું તે.
શાએણ=લીંબોડીના જેવો મેવો.
બફારો=પસીનો.
કોયલ=કાળું મધુર રાગનું પક્ષી.

પાઠ ૧૦૦ મો.

ઘમઘોર=ચડી આવેલું તે; ઘેરાઇ ગયલું
વીજળી=વીજ.
ચમકાર=ઝમકાર.
કડાકા=અવાજ; ધડાકા.
ગર્જના=ગડગડાટ અવાજ.
કાટકો=મોટો આવાજ
પુર=ભરતી; રેલ પાણીનુ આવવું.
હેલી-ઝડી: વરસાદ બે ચાર દિવસ સામટો આવે તે.
દુકાળ=અનાજ પાણી નહીં મળે એવો વખત; કડી મોઘવારી.
તર=તરપત; બરાબર પલલેલી.

પાઠ ૧૦૧ મો.

કપાસિયા=કપાસનાંબી
હુંઠવાવું=ટાઢે સીકડાવું.
કાલાં=કપાસનાં જીંડવાં
ડગલી=નાની બેવડી અંગરખી.
હીમ=ટાઢ;ઠંડ.
તજાનો=મસાલો
સગડી=કાણાં કાણાં વાળું માટીનું દેવતા રાખવાનું વાસણ.
કુંડાળું=ગોળ ચકરડું.
તાપણી=ઘાસ; બરોડા વગેરે કરાઠીનું બળતું.
મહા મહા=ઘણું ઘણું.

પાઠ ૧૦૨ મો.

ચુડા=બાયડીઓ હાથે

પેહેરેછે તે.
દુશ્મન=શત્રુ; વેરી.
રમકડાં=બાળકને રમ-
વાની ચીજો.
ઉપાડે=ઉંચકે; લેઈલે.
અટપટી=અઘરી; છુટે
નહીં એવી.

પાઠ ૧૦૩ જો.

ભત=સીલીક; અંધરો.
ભઠી=દેવતાનો આરો.
ગોતર=અનાજના છો
લાં છોતરાં વગેરે.
ફસણવું=ચોળવું; ગુંદવું
લોંદો=લપકો; લચકો
પણો=ઝીણી રેત.
ચોકઠું=ચોખંડો સંચો
અલગ=અતરંગ; હાલે
નહીં એમ.
જરૂર=પરવા; દરકાર.

પાઠ ૧૦૪ થો.

કોઠલ=કોઠલ; છો કે માટીને
પરાળીને ગારો કરેલો તે
મટોડું=ચીકણી માટી
આધારે=આસરે.

પાઠ ૧૦૫ મો.

ખલાસી=ખારવા; ટંડેલ
વેહેરવું=કરવતે વતી ચી
રવું; પાટીઆં પાડવાં.
કામડાં=વાંસને ચીરીને
બે ભાગ કરેલા તે.
કરાઈ=લાકડાં વેહેરનારો
મોતીઆં=નેવાં આગ
ળની લાંબી લાંકડા-
ની પાટલી.
સરડવું=કામડાં ભરી
લેવા.
પકવાસા=લાકડાની પા-
તળી ચીપો.
વળી=સાકટી.
ભારોટીઆ=પાટડા.
લગ=ગે; સાકટા.
ઢાળ=નીચો ઢોળાણ.
પીંઢીઆં=જાડા સાકટા.

પાઠ ૧૦૬ ઠો.

ઓજાર=હથિઆર.
કહોડ લુવારની પેઢી.
ગજવેલ=ખરું લોઢું.
એરણ=જેના ઉપર
સોની. લુવાર વગેરે
ટીપેછે તે ઓજાર.
ધમણ=દેવતા સળગા-
વવાને ફુંક મારવાની
ચામડાની ગુણ.
અંન=અનાજ, દાણો.
કોશ=નરાજ.
બરડવા=ચાપડા.
સામાન=ચીજો.
પાળી=ચપ્પુ; છરી.

પાઠ ૧૦૭ મો.

ઠેઠ=છેક.
સાંસા=તંગી; વાંધા.
નિરાશ=ના ઉમેદ;
આશાભંગ.
ગબડવું=ઢળી પડવું.
સાંકડો=નાનો.
નીકાલ=ફુટકો; તોડ.
વસમો=અઘરો; અ-
જાણ્યો.
અડોઅડ=પાસે પાસે;
લગોલગ.
ડુંગર=મોટો ટેકરો.
ટેકરી=નાનો ડુંગર.
ચોતરફ=આસપાસ;
ચારે બાજુએ.
માર્ગ=રસ્તો; રાહ.

કદાપિ=કોઇ વખત.

પાઠ ૧૦૮ મો.

તમાશો=ખેલ, રમત

ચતુરાઈ=ડાહાપણ.

વખાણવું=તારીફ કરવી; સારૂં કેહેવું.

અંતે=છેલ્લે; આખરે.

વાળ્યો=મરડયો.

સંકડાઈને=સંકોચાઇને દબાઈને.

સમજણ=સમજ; બુદ્ધિ

હઠ=જીદ્દ; મમત.

જીવ=પ્રાણ; આત્મા.

પાઠ ૧૦૯ મો.

જીંડવા=દીંડવા.

રેંટીઓ=રેંટ.

ચરખો=કપાસમાંથી કપાસિયા તથા રૂ જુદા પાડવાનો નાનો રેંટીઓ.

ખાદી = દોટી; જાડું કપડું.

સુતરાઉ=સુત્રનું બનેલું.

મલમલ=સુતરનું ઝીણું ઉંચું લુગડું.

પોત=કુમાસ.

જગંનાથી=એકજાતનું ઝીણું લુગડું.

માદરપાટ=સફેત ઘટ કુમાસદાર લુગડું.

છૂટા=જૂદા; નોખા.

આસ્તો=એક જાતનું કપડું.

પાઠ ૧૧૦ મો.

બિંબ=ગોળાકૃતીનો દેખાવ.

લાલાશ=રતાશ.

કરોડ=સો લાખ.

ગાઉ=કોશ.

તેજ=નુર; ચળકાટ.

ઝાડપાલો=ઝાડના ઝીણાં પાંદડાં.

ગરમી=તાપ.

પાઠ ૧૧૧ મો.

ચંદ્રમા=ચાંદ; ચાંદો.

અલાયો=વાંકો કાપો, આવો ( ).

દર્પણ=આરસી; તખતો

પુનેમ=પંદરમી તિથિ

અમાસ = મહિનાનો છેલ્લો દિવસ.

પૃથ્વી=ગ્રહનું નામ; દુનિઆ.

મુદ્દલ=બીલકુલ; જરા.

પાઠ ૧૧૨ મો.

ઘડીઆળ=વખત જાણવાનો સંચો.

મધરાત=વચલી રાત.

કલાક=રા ઘડી.

અંગ્રેજી=અંગ્રેજલોકનું

અવર=કલાક.

મિનિટ=રા પલ.

ભાગ=હિસ્સો; પાંતી.

પાઠ ૧૧૩ મો.

આભલાં=વાદળાં.

ગ્રહ=સ્થિરતેજનોતારે.

જલદ=તીક્ષણ; કસદાર.

અજ્ઞાની=વેહેમવાળા, ભોળા; સમજણ વગરના.

શક્તિ=જોર; બળ.

સેંકડો=સો; હજારો.

એકાદ=એક; કોઈપણ.

પૂછડીઆ=પૂછડીવાળા

નવુંજુનું=ફેરફાર; આ-

ફત: જોખમ.

**પાઠ ૧૧૪ મો.**

મેલીએ=મૂકીએ.
ઓછું=થોડું; જરાક.
વરાળ=પાફ; શેવાળ.

**પાઠ ૧૧૫ મો.**

મેહ=વરસાદ; મેઘ.
તરશે=શોષે.
કૃપા=મેહેરબાની.
ઘટેછે=લાયકછે.

**પાઠ ૧૧૬ મો.**

સર્વવ્યાપક=બધે ફેલાં-યલો; બધે ફરતો.
આભાસ=ઉજાસ.
ખોળવું=શોધવું.
અંતર=દિલ; ભીતર.
આકાશ=વાદળ; ગગન.
ચાસ=હળે કરીને ખેતરમાં જે લીટા પાડે છે તે
કણી=રજ; રજકણ.
વિશ્વપતિ=જગતનોધણી- પરમેશ્વર.
આસપાસ=ચોતરફ.
વાસ=રેહેઠાણ; મુકામ.
ઘાટ=વેતરણ, તોડ.
તાત=બાપ; ધણી.
જગતકર્ત્તા=જગતનોબનાવનાર ઈશ્વર.
ઠાલું=ખાલી; અમથું.

**કવિતાની સમજુતી. ૧૬.**

આપણી ચોતરફ આકાશમાં ને ઘાસ તથા ચાસની પાસે પણ પરમેશ્વર છે. એવું મનમાં જણાય છે. (૧). આપણે ભોંય તળીઆં નીચે ભોંયરામાં પેસી કાંઇ છુપી વાત કરીએ ને મનમાં કંઇ ઘાટ રચીએ (દગાનો કે કોઈ મારવાનો). તે બધું જગતનો બનાવનાર ઈશ્વર જાણેછે. (૨). એક જરા જેટલી રજ છુપાવવાને વાસ્તે આપણે ખાલી જગ્યા શોધીએ. તો કેથે પણ પરમેશ્વર વિના કોઈ જગ્યા ખાલી માલમ પડતી નથી. (૩).

---

**પાઠ ૧૧૭ મો.**

શ્વાસ=દમ; સાસ.
નાડી=નાડ; ધ્વની.
મડદું=લોથ; લાસ; સબ.
અણસમજુ=વગર સમજના; નાદાન.
ખાતરી=નીશા; ખાતરજમા.

**પાઠ ૧૧૮ મો.**

ભાવ=હોંસ; ઉમંગ.
ફૂડી=નઠારી; માઠી.
ઠાઠ=ભપકો; દોર.
ઠાલો=ખાલી; અમથો.
ભેદ=કારણ; પડદો.
આળ=તોહોમત; બટો.
છળ=દગો; કપટ.
છુપાવવું=છાનું રાખવું.
પળી=ધોળા બાલ; પ-

ળીઆં; સફેતી.
શીખ=શીખામણ-
રૂડી= સારી મઝાની.

ઠગાઈ=ઠગબાજી છળ ભેદ.
ખડેલું=આખડેલું.

ડાઘ=કલંક.દુષણ.એબ
ગળી=નામોશી; (એક જાતનો કાળો રંગ)

## કવિતાની સમજુતી. ૧૭.

હું તમને સુખે સા શિખામણ શીખવું તે ધ્યાનમાં લેઓ. પણ નઠારા લોકોની નઠારી શીખામણ માનો નહીં; ઉમંગથી ભણો ને છુપી વાતના ભેદ મનમાં સમજો. ને હે બાળકો એ વાતની ચ્યારે તમે મનમાં રાખો. (૧). નઠારી ચાલ ન ચાલો ને સારી ચાલ ચાલો. ને ઠગબાજીનો ખાલી ઢોંગ તમે મૂકી દેઓ; કોઈનું ઘરેણું રસ્તામાં પડેલું કે કેથે આખડેલું હોય. તે તમને જડે તો તુરત જઈને કોહો કે હમને જડેલું છે. (૨) જે માણસ કપટથી કે હીકમતે કોઇને છેતરીને વાત છાની રાખે. તો તેથી તેની આબરૂ ઘટે ને લોકોમાં કાળી ટીલી આવે; પછી જ્યાં સુધી સફેદ પળીઆં આવે (મરે ત્યાં સુધી) તે ગળીનો ડાઘ કેમે કર્યો છુટતો નથી. એટલે (કાળી ટીલી) આવી હોય તે મટતી નથી. (૩)

### પાઠ ૧૧૯ મો.

વસ્તુ=ચીજ; જણસ.
પ્રાણી=જેને જીવ છે ને જે અહીંથી તહીં ફરી શકે છે તે.
મુલક=દેશ.
સંધા=સઘળા; બધા.

### પાઠ ૧૨૦ મો.

મોગરો=એક જાતનું સફેત ખુસબોદારફુલ
ગળપણ=મીઠાસ.
ચંબેલી=એક જાતનું સફેદ ફુલ.
સુગંધી=વાસ; સોડમ ખુશબોઈ.
સાધારણ=વચલા વાંધાની; મધ્ય.
સોરમ=સુગંધ; ખુશબો
પુરૂષ=મરદ; ભાયડો.
અલગનસાઈ = દાનાઈ; સાલસાઇ; ભલાઈ.
બોચાઈ=નરમાશપણું.

### પાઠ ૧૨૧ મો.

રસળવું=અટકવું.
વાણોતર=ગુમાસ્તો; મેહેતો.
ઉપરાણી=આપેલા છે.

સાની માંગણી.
પીતાંબર=ઊંચું રેશમી ધોતીઊં.
જાન=ગામડે જવાનો લગનનો વરઘોડો.
નુકસાન=બિગાડ.
દળણાં=લોટ દળવાનું મજુરીનું કામ.
વેલા=આપદા; વીપત.
કાપડીઓ=દોશી વાણીઓ; કાપડવાળો.
જુજ=હલકો; થોડો.
પગાર=મુસારો;મહીનો.
માલ=સોદો.
વાયદો=ઠરાવ; ઠેરવેલો દાહાડો.

**પાઠ ૧૨૨ મો.**

અબરખ=એક જાતનો સફેદ પારદર્શક પડવાળો પથ્થર.
મદારી=ખેલ કરનારા;બાજીગર;નટ લોકો.
નીસર્યા=નિકળ્યા.
સોંઘા=સસ્તા.
દર=દર; એકેક.
મગન=ખુશ.
લેખવ્યું=ગણ્યું; ગણકાર્યું.
મજા=રમૂજ; ગમત.

**પાઠ ૧૨૩ મો.**

ગૃહસ્થ=મોટા કુળનું આબરૂદાર માણસ.
સમાલવા=તપાસવા.
ભીડાભીડ= કચડા કચડી.
ચંપાઈને=દબાઈને.
વાસેલું=દીધેલું.
પાડોશી=પાસેના ઘરમાં રહેનારા.
ઉદાસ=દલગીર.
વીલે=ઝાંખે;ઝંખવાણે.
રજા=છુટ્ટી;બરતરફી.
ઠપકો=દોષ.
ફેરો=ચક્કર;આંટો.

**પાઠ ૧૨૪ મો.**

સ્વર=અથી અં સુધીમાંનો ગમે તે એક અક્ષર.
બારાખડી= પદ.
વ્યંજન=ક થી ળ સુધીમાંનો ગમે તે એક અક્ષર.
તોતડા=બોબડા.
જોડાક્ષર=જોડેલા દસ્કતો; દસ્કો.
અતડું=ખરાબ; તોછડું.
શબ્દ=બોલ.

**પાઠ ૧૨૫ મો.**

ભાન=વકુફ; સમજ.
ટેરવું=ટેભું; અણી.
અવાળુ=અગાડીના ઉપલા દાંત ઉપરની સુંવાળી જગો.
સ્પષ્ટ=ખુલ્લું; સાફ.
વાક્ય=બે અથવા તેથી વધારે શબ્દ એકઠાં થયાથી જે ઈબારત બંધાયછે તે.
અડાડીને= અટકાડીને.
ઉઘાડવું=ખુલ્લું કરવું.

**પાઠ ૧૨૬ મો.**

કાળજી=ધ્યાન; નીગેબાની; ચેટક.
મૂચરકો=કબુલાતનો સે-

ખ--દસ્તાવેજ.
કબૂલત=કરાર; વચન
મેળી=મેળવા;
વિરામચિન્હ=વિસામો લેવાની નિશાની.
અટકવું=થોભવું.
ટપકું=ઝીણું મીડું; બિંદુ
ગુનેગાર=તકસીરવાન.
દરજી=મેરાંઈ; સુઈ.
ચોખ્ખું=સાફ; ખુલ્લુ.

પાઠ ૧૨૭ મો.

જવાબ=ઉત્તર.
સંભાળ=તપાસ; નીઘા.
છુટ=[illegible]ત; છટા.
પ્રત્યેક=દર એક; હર એક
શુદ્ધ=ખરો; સાફ.
ઉતાવળ=તાકીદ.
મહાવરો=આખેપ; ટેવ.
નિયમ=ધારો; કાયદો
ઘાંટો=સાદ; સોર.

પાઠ ૧૨૮ મો

બાળબોધ=બ્રાહ્મણી.
લિપિ=ભાષા; બોલી.
અનુસ્વાર=મીડું; બિંદુ
ગુજરાતી=ગુજરાતની.
સલંગ=આખી; બધી.
ધર્મ પુસ્તક=ધર્મની વાતની ચોપડી
મૂળાક્ષર=પેહેલા શરૂઆતમાં શીખવાના દસ્કતો.
ધોરણ=રીત; રસ્તો.
બ્રાહ્મણી=બાળબોધ.
બોલી=ભાષા; લિપિ.
ઓળખવાને=પીછાનવાને; જાણવાને.

પાઠ ૧૩૦ મો.

ઈનામ=શીરપાવ; ખુશી બદલ કંઇ બક્ષીસ આપવું તે.
વિશ્વાસ=ભરોસો.

પાઠ ૧૩૧ મો.

મુસ્કેલ=અઘરૂં; મુશબત.
ઉમેરવી=વધારવી.
જોખવું=તોળવું.

પાઠ ૧૩૨ મો.

ચતુર=શાણો; ડાહ્યો.
ઝવેરી=હીરા. માણેક વગેરેનો વેપારી.
ઝવેરખાનું=હીરા માણેક મોતી વગેરેના ભંડાર ભરેલો તે.

પાઠ ૧૩૩ મો.

ધનવાન=પૈસાદાર.
ફેલ=ઢોંગ; ધતુંગ.
ફોસલાવી=પટાવી; સમજાવી.
ફકીર=સાંઈ; ભીખ માગનારો.
ધમકાવીને=ધુરકીઅ પીને; ધમકી દઈને

પાઠ ૧૩૪ મો.

ભાળ્યો=દીઠો; જોયો.
કાગ=કાગડો.
પાંખાળો=પાંખવાળો.
રૂપાળો=સારો; મધુર.
ભોળું=નીખાલાસ; કપટી નહી તે.
ખળ=લુચ્ચું; કપટી.
લક્ષણ=ગુણ; આચરણ.
દીસેછે=દેખાયછે.

## કવિતાની સમજુતી. ૧૮.

ઝાડપર માળો બાંધવા બેઠો એવા એક કાગડાને જોયો, તે બે પાંખવાળો બોલતો હતો પણ તેનો રાગ સારો હતો નહીં.

| | | |
|---|---|---|
| પાઠ ૧૩ મો. | તરેહ=રીત;પ્રકાર. | કાબલે કરી. |
| આંકડા=અંક; નંબર. | મેળવી=સરખાવી મુ- | પુસ્તક=ચોપડી; ગ્રંથ. |



## ભૂગોળ વિષે.

( દિશાઓ. )

સવાલ—છોકરાઓ બોલો તો દિશાઓ કેટલી છે?

જવાબ દિશાઓ ચાર છે; ઉત્તર, દક્ષિણ, પૂર્વ ને પશ્ચિમ.

સ—દિશાઓ કેમ પારખવી તે તમે જાણોછો?

જ—હાજી સુરજ ઉપરથી. સુરજ ન દેખાતો હોય તો ધ્રુવના તારા ઉપરથી; અને તે તારો પણ નહીં દેખાતો હોય તો વહાણના હોકાયંત્રથી.

સ—પૂર્વ અને પશ્ચિમ દિશા કેમ જાણીએ?

જ—જેણી ગમ રોજ સુરજ ઉગતો હોય તે પૂર્વ દિશા, અને સાંજે આથમતો હોય તે પશ્ચિમ દિશા જાણવી.

સ—ત્યારે ઉત્તર અને દક્ષિણ દિશા કેમ જાણીએ?

જ—આપણે પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા રેહેવું. તો જેણીગમ આપણો ડાબો હાથ આવે તે ઉત્તર, અને જેણીગમ આપણો જમણો હાથ આવે તે દક્ષિણ દિશા જાણવી.

સ—ત્યારે હોકાયંત્ર, અને ધ્રુવના તારાએ કરીને દિશા શી રીતે જણાય છે?

જ—હોકાયંત્ર એટલે વહાણનો હુક્કો તે મોટા વહાણોમાં ખ-

લાસી લોકો રાખે છે. તે અંધારી રાતે તેમને બહુ કામ લાગે છે. તે હોકાયંત્રની સોય હમેશાં ઉત્તર દિશા તરફજ રેહેછે, તેમ ધ્રુવનો તારો એ પણ ઉત્તર દિશાએ હમેશા ઉગેછે. એ રીતે ઉત્તર દિશા જણાઇ એટલે પછી બીજી દિશા જાણવી સેહેલ છે. એટલું યાદ રાખી મૂકવું કે ઉત્તરની સામી દક્ષિણ દિશા; અને પૂર્વની સામેની પશ્ચિમ દીશા છે.

## પૃથ્વી.

સ—પૃથ્વીનો આકાર કેહેવો છે?

જ—પૃથ્વીનો આકાર ગોળ દડા જેવો છે.

સ—આપણે કેમ જાણીએ કે ગોળ દડા જેવો છે?

જ—જે લોકો પૃથ્વીની આસપાસ પ્રદક્ષિણા ફરી આવ્યા છે, તેમનાથી કારણો સાથે સાબિતી થઇ ચુકી છે તેથી જાણીએ છીએ કે પૃથ્વીનો આકાર ગોળ છે.

સ—પૃથ્વી ગોળ છે તેની સાબિતીના કારણો બતાવો?

જ—હાજી. તે સાબિતીનાં કારણો બહુ છે. ૧લું જો એક લોકો વાહણમાં બેસીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા સારૂ નિકળેછે, અને પૃથ્વીની આસપાસ પ્રદક્ષિણા ફરેછે તો જ્યાંથી તેઓ પેહેલાં નીકળ્યાં હોય ત્યાં પાછા આવેછે. ૨ જું જ્યારે ચંદ્રગ્રહણ થાય છે ત્યારે એક તરફ પૃથ્વી અને એક તરફ ચંદ્ર રહેછે. તે વખતે પૃથ્વીની જે છાયાં તે ચંદ્ર ઉપર ગોળ આકાર માલમ પડેછે. ૩જું દક્ષિણ દિશા તરફથી ઉત્તર દિશા તરફ લોકો જાયછે તો ઉત્તર ધ્રુવ નક્ષત્રઊચું દેખાતુ જણાયછે. ૪થું પૃથ્વીના બધા દેશોમાં સુરજ બરાબર વખતે ઉગતો નથી. કોઇ દેશમાં વેહેલો ને કોઈ દેશમાં મોડો. કોઈ દેશમાં સહવાર પડે તો કોઈ દેશમાં બપોર થાયછે; કોઈ દેશમાં બપોર થાયછે તો કોઈમાં રાત પડેછે, ત્યારે તેનું કારણ પણ પૃથ્વી ગોળછે તેથી છે.

સ—પૃથ્વીનો પરિઘ કેટલા માઇલ છે?
જ—આસરે ૨૫૦૦૦ માઈલ.
સ—પૃથ્વીનો વ્યાસ કેટલો માઈલ છે?
જ—આસરે ૮૦૦૦ માઈલ.
સ—પૃથ્વીની સપાટી કેમ બની છે?
જ—પાણી અને જમીન વડે.
સ—પૃથ્વી ઉપર પાણી કેટલું છે ને જમીન કેટલી છે?
જ—જો આખી પૃથ્વીના બરાબર ત્રણ ભાગ કરીએ, તો તેમાંના બે કરતા વધારે પાણી છે, અને બાકીની જમીન છે.

(વ્યાખ્યા.)

સ—છોકરાઓ બોલો તો તમે નકશો જોયોછે. નકશો તે સુ?
જ હાજી, નકશો એટલે આખી પૃથ્વી કે તેનો કોઇક ભાગ કે દેશ કે શેહેર વગેરેનો જે ચીતરેલા નમુનો તે.
સ—દેશ કોને કહીએ?
જ—જેમાં ઘણા એક પ્રાંતો, ઇલાકા વગેરે આવેલા તે.
સ—પ્રાંત કોને કહીએ?
જ—જેમાં ઘણાએક સંસ્થાન, જીલ્લા, તથા માહાલ આવેલા તે.
સ—ઈલાકો એટલે શું?
જ—જેમાં ઘણાએક શેહેરો તથા ખંડિઆ મુલકો આવેલા તે.
સ—જીલ્લો કોને કહીએ?
જ—જે ઘણાંએક પ્રગણાઓ મળી થએલો તે.
સ—પ્રગણું એટલે શું?
જ—જેમાં નાનાં ગામો ઘણા આવી એક તાલુકો બંધાયલો તે.
સ—ગામ કોને કહીએ?
જ—જ્યાં કે થોડાંક ઝુપડાં (ઘર)ની વસ્તી હોય તે ગામ.
સ—ત્યારે ગામડું કોને કહીએ?

જ—જ્યાં ઘણાજ થોડાં ઝુપડાં જેવા ઘરની વસ્તી હોય તે.
સ—તાલુકો એટલે શું
જ—તાલુકો તો જે પ્રગણું કરીને કહેવાયછે તે.
સ—કસબો કોને કહીએ?
જ—પ્રગણાનું જેસાથી મોટું ગામ તે કસબો.
સ—શેહેર કોને કહીએ ?
જ—જ્યાં મોટાં મોટાં ક્ષોગંધ ને હારબંધ ઘરો બાંધેલા હોય, અને સારાં સારાં ચૌટાં તથા બજાર હોય ને જ્યાં ઘણો કારે સારો વેપાર ચાલતો હોય તે.
સ—બંદર એટલે શું ?
જ—નદી કે દરિઆ કાંઠે વેપારના મથકનું જે શેહેર આવેલું તે.
સ—રાજધાની એટલે શું ?
જ—રાજગાદીનું જે મોટું સેહેર તે.
સ—સ્થાન એટલે શું?
જ—રાજાઓના વસાવેલા જે નાના નાના ખંડિઆ મુલક તે.
સ—પૃથ્વી ઉપર પાંણીના કયા કયા ભાગો થયલા છે?
જ—નદી.સરોવર અખાત ઉપસાગર, સામદ્રધુની. સમુદ્ર. મહાસાગર.
સ—પણ પાણીના મોટા ભાગો કેટલા છે, અને તે દર એકને શું કહેછે તેના નામ દો ?
જ—તે પાંચ છે, અને તેમાંના દરએકને મહાસાગર કેહેછે. તેમનાં નામ; ઉત્તર મહાસાગર. દક્ષિણ મહાસાગર, આટલાંન્ટિક માહાસાગર. પાસિફિક અને હિંદી મહાસાગર.
સ—પૃથ્વી ઉપર જમીનના કયા કયા ભાગો થયલા છે?
જ—બેટ, સંયોગી ભૂમી, ભૂશીર દ્વિપકલ્પ અને ખંડ.
સ પણ જમીનના સૌથી મોટા ભાગો કેટલા થએલાછે, અને તે દરએકને શું કહેછે તેના નામદો ?

જ—ને ચારછે અને તેમાંના દરએકને ખંડ કહેછે તેમના નામ: યુરોપ, એશિઆ, આફ્રિકા, અને અમેરિકા. એ શિવાય એક પાંચમો ખંડ છે તેને "આસ્ત્રેલેશિઆ" કરીને કહેછે.
સ—અમેરિકા ખંડના કેટલા ભાગ થયલાછે ?
જ—બે ઉત્તર અમેરિકા ને દક્ષિણ અમેરિકા.
સ—નદી કોને કહીએ ?
જ—જે પાણીનો ધોધ પર્વતમાંથી અથવા સરોવર માંથી નીકળીને ઢળતી જગ્યામાં થઈને સમુદ્રને મળેછે તે.
સ—સરોવર કોને કહીએ ?
જ—આસપાસ ચો તરફ જમીન આવેલી ને વચમાં પાણી તે.
સ—અખાત કોને કહીએ !
જ—જમીન ઉપર ઘણો લાંબો ગયલો સમુદ્રનો ફાંટો તે.
સ—ઉપસાગર કોને કહીએ ?
જ—અખાતનું મોં પેહોળું થયલું તે.
સ—સામુદ્રધુની તે શું
જ—જે સાંકડો પાણીનો ભાગ પાણીના બે મોટા ભાગને સાંધેછે તે.
સ—સામુદ્રધુની ને સરોવરથી ઉલટું શું ?
જ—સામુદ્રધુનીથી ઉલટું સંયોગી ભૂમી. ને સરોવરથી ઉલટું બેટ.
સ—સમુદ્ર! સાગર કે દરિઓ કોને કહીએ ?
જ—માહાસાગર કરતાં નાનો જે પાણીનો ભાગ તે.
સ—ત્યારે માહાસાગર એટલે શું ?
જ—માહાસાગર એટલે મોટો સાગર અથવા દરિઓ ;પૃથ્વી ઉપર ખારા પાણીના પાંચ ભાગ કીધાછે તેમાંનો જે એકેકો ભાગ તે.
સ—બેટ કોને કહીએ
જ—ચોતરફ ફરતું પાણી, ને વચમાં જમીન તે.
સ—સંયોગી ભૂમી એટલે શું ?

જ—સાંધનારી જમીન; (જે સાંકડો જમીનનો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધે છે તે.

સ—ભૂશીર,ભુશલાકા, અથવા કેપ કોને કહીએ?

જ—જે જમીનની અણી લાંબી વધીને સમુદ્રમાં ગયલી તે.

સ—દ્વિપકલ્પ કોને કહીએ?

જ—જે જમીનનો ભાગ આસપાસ ત્રણ બાજુએ પાણી, અને એક બાજુએ જમીનથી વીટલાયલો તે.

સ—ખંડ કોને કહીએ.

જ—જમીનના મોટા ભાગ જેમાં ઘણા દેશો આવેલા હોય છે તે.

સ—ડુંગર. પાહાડ અને પર્વત કોને કહીએ?

જ—જમીન ઉપર જે મોટા ઊંચા ટેકરા હોય તે ડુંગર; એવા ઘણા ડુંગર સાથે જોડાઈને પૃથ્વીની સપાટીથી ઘણા ઊંચા ગયલા તે પહાડ; અને એવા એવા ઊંચા પાહાડ જોડાઈને સાથે લાંબા પથરાયલા તે પર્વત કેહેવાય.

સ—ખાડી કોને કહીએ?

જ—સમુદ્રને મળવાની આગમજ ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું મુખ જે પોહોળું થાય છે તેને ખાડી કેહે છે.

સ—નદીનું મૂળ અને મુખ તે શું?

જ—જે પર્વત કે સરોવરમાંથી નદી નીકળે છે તે ઠેકાણાને મૂળ અને જ્યાં કે નદી સમુદ્ર અથવા દરિઆને મળે છે તેને મુખ કેહે છે

---

સ—છોકરાઓ આવો તમને સુરત જીલ્લાની ભૂગોળ શીખવું, બોલો તો સુરત જીલ્લો કયાં આવ્યો છે?

જ—સુરત જીલ્લો એ ગુજરાત પ્રાંતમાં બધા જીલ્લા કરતાં છેક દક્ષણે આવેલો છે.

સ—સુરત જીલ્લાની ચારે દિશાએ શું શું આવ્યું છે?

જ— ઉત્તરે કીમ નદી તથા ભરૂચ જીલ્લો; દક્ષિણે દમ્મણ ગંગા નદી, તથા થાણા જીલ્લો; પૂર્વે વડોદરા તથા રાજપીપળાનું સંસ્થાન, ને ગાયકવાડ, વાંસદા. તથા ધરમપોરના રાજાનો મૂલક; પશ્ચિમે ખંભાતનું અખાત તથા અરબી સમુદ્ર છે.

સ—સુરત જીલ્લામાં નદીઓ તથા ખાડીઓ કઇ કઈ આવી છે તે બોલો અને તે દરએક પર કયા કયા કસબા તથા ગામો આવેલા છે તેના પણ નામ દો?

જ—કીમ નદી ઉપર-ઇલાવ. કોદરા.

સીના નદી ઉપર ભગવા, ઓરમાડ.

તેના ખાડી-વાસ્વા, તેના ઇચ્છાપોર.

તાપી નદી-સુરત, રાંદેર વરીઆવ, વોરા કઠોર, કામરેજ, બહુધાન, કરોદ, માંડવી.

મીંઢોળા નદી-મરોલી. બારડોલી. ને વીઆરા.

પુરણા નદી. જલાલપોર, નવસારી, મહુવા, વાલોડ, બુહારી. અંતપોર.

અંબીકા નદી બીલીમોરા, કછોલી, ઉનાઇ.

કાવેરી નદી ચીખલી.

ઔરંગા નદી—વલસાડ.

પાર નદી-ભગોદ, હરીઆ ઉમરસાડી. બાલડા પારડી, પરીઆલી અથવા કોથલ ખાડી—પલસાણા.

કોલક નદી—કોલક, બગવાડા, તુકવાડા.

દમ્મણગંગા નદી-દમ્મણ.

સ—સુરત જીલ્લામાં સૌથી મોટી નદી કઇ, ને તે ક્યાંથી નીકળીને કોને મળે છે?

જ—સૌથી મોટી નદી તાપી, તે સાતપુડાના પાહાડમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે. કીમ નદી એથી

ધણી નાની છે પણ ચોમાસામાં એમાં ઘણું પુર આવે છે, તે રાજપીપળામાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે.

સ--સૂરત જીલ્લામાં ડુંગરો કયા કયા આવ્યા છે?

જ--એમાં એક મોટો ડુંગર વલસાડ પ્રગણામાં પારનેરાનો છે તે શીવાય બીજા જાણવા લાયક એ જીલ્લામાં ડુંગરો નથી.

સ--સૂરત જીલ્લામાં રેલવે કયા કયા પ્રગણામાં આવી છે?

જ---ઓરપાડ, ચોર્યાસી, જલાલપોર. વલસાડ. ને પારનેરા.

સ---એ જીલ્લામાં આગગાડીના રેલવેના સ્ટેશનો કયા કયા આવ્યા છે?

જ- જીલ્લામાં મોટા સ્ટેશનો ગાયકવાડી ગામના મળી કુલ ૧૫ છે, તેનાં નામ; કીમ, સાયન, અમરોલી' સુરત, સચીન, મરોલી. નવસારી, અમલસાડ. બીલીમોરા, ડુંગરી. વલસાડ, હરીઆ, પારડી, ઉદવાડા ને વાપી.

સ—સૂરત જીલ્લામાં વસ્તી કેટલા માણસની છે?

જ— એ જીલ્લાની વસ્તી ૬૧૪૧૯૮ માણસની છે.

સ—એ જીલ્લામાં પારસી લોકની વસ્તી ઘણી ખરી કયા કયા ગામો તથા કસબામાં છે?

જ—મોરા, સુંહાળી ભાઠા, અડાજણ. રાંદેર, સુરત, નવસારી, ગણદેવી, બીલીમોરા, વલસાડ, ને ઉદવાડા.

સ—સૂરત જીલ્લામાં મોટા ગાયકવાડી કસબા તથા મહાલો કયા આવ્યા છે?

જ—નવસારી, ગાલા, વરીઆવ, કામરેજ, ટીંબા, બલેશ્વર, મરોલી, તેલારા, મહુવા, નવસારી, ગણદેવી, બીલીમોરા, અનાવળ, અંતાપુર, વલવાડા, વીઆરા વગેરે.

સ—સૂરત જીલ્લામાં ગાયકવાડી શીવાય બીજાં દેશી રાજ્યો કયાં કયાં અને કયાં આવ્યાં છે?

જ—સચીન સંસ્થાન ચોર્યાસી પ્રગણાની હદમાં, વાંસદા સંસ્થાન ચીખલી પ્રગણાંની પૂર્વે ને ધરમપોર સંસ્થાન વલસાડ પ્રગણાની પૂર્વે છે.

સ—સૂરત જીલ્લાના કયા કયા ગામોમાં જાત્રા ભરાય છે?

જ—સરસ, મોરા, ફુલપાડા, કતારગામ, બહુધાન, દેવકી, ઉનાઈ ઉદવાડા, ને કુંતા.

સ—સૂરત જીલ્લામાં મીઠ બંદરો કયા કયા ગામમાં આવેલાં છે?

જ—એ જીલ્લામાં મીઠબંદર કુંદીઆણા; જીઆવ બુડીઆ. પનાર છરવાડા વગેરે ગામોમાં આવેલાં છે. પણ છરવાડા શીવાય તે બધાને હાલમાં બંધ કીધા છે.

સ—સૂરત જીલ્લામાં બંદરની માફક કયા કયા ગામો વેપારને મારૂ કામમાં આવે છે?

જ—ભગવા, દાંડી, રાંદેર, સૂરત, વલસાડ, ઉમરસાડી, કોલક, ને દમ્મણ.

સ—સૂરત જીલ્લામાં અંગ્રેજી નિશાળો કયાં કયાં આવી છે?

જ—સૂરત, નવસારી, ગણદેવી, ને વલસાડ.

સ—સૂરત જીલ્લામાં મુખ્ય પાક શાનો થાય છે?

જ—ડાંગર, કપાસ, જુવાર, ઘઊં, બાજરી, ને શેરડી.

સ—સૂરત જીલ્લામાં કેટલાં પ્રગણાં આવ્યાં છે તેના નામ દો?

જ—આઠ પ્રગણા છે, તેમના નામ નીચે મુજબ.

**૧ ઓલપાડ. ૩ માંડવી. ૫ જલાલપોર. ૭ વલસાડ.**
**૨ ચોર્યાસી. ૪ બારડોલી. ૬ ચીખલી. ૮ પારડી.**

---

# જાહેર ખબર.

આ ત્રીજી ચોપડીના અર્થ તથા ગુજરાતી સાતે ચોપડીના અર્થ એને બીજી સઘળી જાતની અંગરેજી ગુજરાતી સીરીસો તથા તેમના તમામ જુદા જુદા અર્થો તથા મીનીંગો. તમામ ગાયનો. વારતાની ચોપડીઓ તથા નીચે લખેલી ચોપડીઓ નીચે સહી કરનાર પાસેથી મળશે.

| | |
|---|---|
| સુરત જીલ્લાની ભૂગોળ ... ... ... | ૦—૧—૬ |
| કોષ્ટકની ચોપડી ... ... ... | ૦—૧—૦ |
| આંકની ચોપડી ... ... ... | ૦—૧—૦ |
| હિંદુસ્તાનનો ઇતીહાસ ચોથા ધોરણ માટે વંશાવળી તથા મુખ્ય બનાગત સહીત વગર પ્રશ્નોત્તરનો. ... ... | ૦—૩—૦ |
| હિંદુસ્તાનની ભૂગોળ " " " " | ૦—૨ ૬ |
| બાળોપયોગી ગુજરાતનો ઈતીહાસ. પાના ૩૨ અસલ કીમત બે આના પણ હાલ ફક્ત ... ... ... | ૦—૧—૦ |
| બાળોપયોગી મુબઈ ઈલાકાની ભૂગોળ ... ... | ૦—૧—૬ |
| ગુજરાતી કાવ્ય શંક્ષેપના અર્થ ... ... | ૦—૩—૦ |
| સેકન્ડબુક ભાગ ૨ જાના મીનીંગ ... ... | ૦—૧૦—૦ |

ઉપલી ચોપડી અને બીજી બધી જાતની ચોપડી વીસે બંદોબસ્ત કરવો હોય તો પોષ્ટપેડ કાગળ લખીને કરવો.
સામટી ખરીદનારને સારૂ કમીશન આપવામાં આવશે.

લલ્લુભાઈ જમનાદાસ
બુકસેલર.
કોળાપીઠના પુલની પાસે નવી સડક ઉપર.